

# कठोपनिषद्.



જેશંકર વિઠ્ઠલજી ભટ્ટ

.. ધૂત મેડલીસ્ટ—સેન્ટ્રલ હિન્દુ કૉલેજ ( કાશીજી )



ब्रह्मनिष्ठ श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्री १०८
स्वामी श्री जयेन्द्रपुरीजी महाराज ( मण्डलेश्वर )
दंडीनाम गोविन्दमठ—काशी.



# कठोपनिषद्.



છપાવી પ્રસિદ્ધ કર્તાઃ—

જેશંકર વિઠ્ઠલજી ભટ્ટ.

લીંબડીનિવાસી.

સંસ્કૃત મેડલીસ્ટ-સેન્ટ્રલ હિન્દુ કૉલેજ (કાશીજી)

માંડવીની પોળ હીરાગાંધીની પોળ,

અમદાવાદ.



# પ્રસ્તાવના.

કઠોપનિષદ્ અગીઆર ઉપનિષદોમાંનું ત્રિજું ઉપનિષદ્ છે. તે કૃષ્ણ યજુર્વેદનું ઉપનિષદ્ છે. તેના ત્રણ વલ્લીનો એક, એવા બે અધ્યાય છે. પહેલો અધ્યાય વાંચતાં સકળ વિષય પૂરો થઇ જાય છે; તેથી એમ પણ માની શકાય કે પહેલો અધ્યાય લખ્યા પછી કેટલાક વર્ષો પછી બીજો અધ્યાય ઉમેરવામાં આવ્યો હશે. છતાં બીજો અધ્યાય નિરૂપયોગી નથી, કારણ કે જે બિના પહેલા અધ્યાયમાં કહેલી છે. તેને બીજો અધ્યાય વધારે સ્પષ્ટ કરે છે.

ભાષા, વિચારની સંકળના, અર્થની ગંભિરતા, તથા ભક્તિ વગેરેનો વિચાર કરતાં કઠોપનિષદ્ સૌ ઉપનિષદોમાં આગળ પડતું જણાય છે,

જગતના ક્ષણિક સુખ કરતાં આત્મજ્ઞાનથી મળતું અખંડ સુખ કેટલું ઉત્તમ છે. તે, તથા જીવાત્મા છે તેજ પરમાત્મા છે. એ દષ્ટાંત સિદ્ધાન્તથી સમજવવાની યમ તથા નચિકેતાના સંવાદરૂપે જે ગોઠવણ કરી છે તે ઘણીજ ઉત્તમ છે.

માણસ માત્રને ઘણું કરીને ચાર પ્રશ્નોનો વિચાર આવે છે, (૧) મનુષ્ય અવતારનો મુખ્ય હેતુ શો હશે? (૨) જગત્ ઉત્પન્ન કરવાનો શો હેતુ હશે? (૩) ઉત્પન્ન કરનાર પરમાત્મા (કારણ બ્રહ્મ) નો આ જગત્ સાથે શું સંબંધ હશે? (૪) વળી જે (બ્રહ્મથી જગત્ સ્થિતિ માન્ જણાય છે તે અધિષ્ઠાનરૂપ બ્રહ્મ આપણે જાણી શકીએ ખરાકે?

સ્વર્ગમાં રહેનારને સ્વર્ગ સુખ પૂરૂં થયેથી મૃત્યુ-લોકમાં જવું પડશે. એ વિચાર દુઃખરૂપ છે, ને નર્ક (હલકા જન્મ) માંથી પાપ પૂરાં થયેથી મનુષ્ય થવાશે એ વિચાર સુખરૂપ છે. આમ ક્ષણિક સુખ દુઃખ સ્વર્ગમાં ને નર્કમાં પણછે. જેથી હું સજાતીય, વિજાતીય, સ્વગત-ભેદ શૂન્ય, આત્માછું, હું અમર છું આ વિચાર દૃઢ થવાથી પરમ શાન્તિ આવે છે. ને એ વિચાર ઉપનિષદ્ વાંચવાથીજ દૃઢ થાય છે.

જેમ પંજા ઉપર બેઠેલો બાજ ગમે તેટલો આકાશમાં ઉડે પણ તે પાછો પંજા ઉપર બેસે ત્યારેજ ખરી વિશ્રાન્તિ પામે છે. તેમ સાને અનુભવ છે કે જગત્ના વ્યવહારમાં ગુંથાએલું મન ગમે તેટલું બ્હાર દોડે પણ

ત્યાં થાક લાગવા સિવાય બીજો લાભ થતોજ નથી. જ્યારે સુષુપ્તિમાં આત્મરૂપ બને ત્યારેજ આત્મબળ મળવાથી, ફરી કામ કરવા શકિતમાન બને છે, માટે આ જ્ઞાનથી જગતમાં સુષુપ્તિના આનંદનો લાભ મળે છે વિષયમાં દોડતી ઇન્દ્રિયો જો અંતર્મુખ આત્માને ઓળખવાને શકિતમાન નજ થતી હોય તો જ્ઞાન મેળવવાના સઘળા પ્રયત્નો મિથ્યા છે. પણ આપણે જાણીએ છીએ કે તેને માટે પ્રયત્ન કરવામાં આવે તો જરૂર જ્ઞાન મળે છે, ને જ્યારે જ્ઞાન સિદ્ધ થાય છે ત્યારે "મારા શરીરમાં રહેલું આત્મતત્વજ સર્વમાં ભરપૂર ભર્યું છે" એવો દૃઢ નિશ્ચય થાય છે,

આવી રીતે આત્મા તેજ પરમાત્મા છે, એવી માન્યતા સ્થિર થાય તેનું નામજ બ્રહ્મપ્રાપ્તિ છે. એનું નામજ અમૃત છે.

પાંચમી વલ્લીમાં હું એક છું છતાં બહુરૂપે કેમ થયેલો છું તે જણાવ્યું છે, મન, બુદ્ધિ, પ્રાણ અહંકાર એમાંનું કાંઇ નથી પણ સચરાચર વ્યાપક બ્રહ્મ ભરપૂર ભરેલ છે. (જેમ ખાંડનું નાળિએર હોય તેમાંથી છોડાં, કાચલાં કે એવું કાંઇ નીકળતું નથી પણ જ્યાં જુઓ

ત્યાં ખાંડજ છે તેમ આ વિશ્વમાં જે કાંઇ જણાય છે તે બ્રહ્મ સ્વરૂપજ છે.)

પાંચમીવલ્લી પૂરી થતાં એવો પ્રશ્ન ઉઠે છે કે " હું બ્રહ્મને કેવી રીતે જાણું? તે ઓળખી શકાય તેમ છે કે કેમ? આ જગત્‌માં એવી કોઇ ચીજ નથી કે જેથી બ્રહ્મ ઓળખાઇ જાય, છઠી વલ્લીમાં આ પ્રશ્ન ચર્ચાયો છે. વિષયોનું અસ્તિત્વ ઇન્દ્રિયોને આભારી છે, ઇન્દ્રિયો મનને કબજે છે.

મન બુદ્ધિ ને વશ છે, ને બુદ્ધિ ઉપર મહત્ છે. ને મહતનો ઉપરિ અવ્યક્ત બ્રહ્મ છે. ને તેનાથી ઉપર પુરૂષ છે. આ પુરૂષ મન તથા બુદ્ધિથી ઓળખી શકાય છે. સાર એ છે કે (કારણના ગુણ કાર્યમાં ઉતરે છે. તે નિયમને અનુસરે જેમ ગોળી, કલેડું, ચલમ, વગેરે વસ્તુઓ જુદી જુદી છે ને કામ પણ જૂદાં જૂદાં કરે છે પણ તે સૌ પહેલાં માટી હતાં, પછી ફૂટશે ત્યારે પણ માટીજ થવાનાં ને જ્ઞાનથી અત્યારે પણ જુદા જુદા આકારે માટીજ છે તેમ આપણા પહેલાં આપણા પૂર્વજો હતા, તેમના પહેલાં ઋષિઓ હતા, તે સૌની પૂર્વે બ્રહ્મા (હિરણ્યગર્ભ નિર્ગુણ સ્વરૂપે જ્યારે જગત્ થવા પ્રથમ પગલું ભર્યું તે વખતનું બ્રહ્મનું વિવર્ત રૂપ) હતા. ને સૌની પૂર્વે નિર્ગુણ બ્રહ્મ હતું.

આ બ્રહ્મને ઓળખવામાટે યોગની જરૂર છે. (योगस्तु चित्तवृत्ति निरोधः) યોગ એટલે બહાર જતી ઇન્દ્રિ-યોને અંતર્મુખ કરવી તેજ બ્રહ્મ પ્રાપ્તિનો શ્રેષ્ટ ઉપાય છે. પહેલાં બ્રહ્મ હતું. ને મહા પ્રલયને અંતે બ્રહ્મજ રહેશે તો અત્યારે જગત રૂપે પણ બ્રહ્મજ છે.

नायमात्माप्रवचनेनलभ्योनमेधयानबहुनाश्रुतेन ।
यमेवैषवृणुतेतेनलभ्यस्तस्यैषआत्मावृणुतेतनूःस्वाम्।

પ્રવચનથી બુદ્ધિથી કે ઘણાં શાસ્ત્ર સાંભળવાથી પણ આત્મજ્ઞાન થતું નથી, પણ જે મનુષ્ય સતત ( તેલની ધારની પેઠે ) અભેદ રૂપે આત્મા છે તેજ પરમાત્મા છે. એમ અનુસંધાન કરે છે તેજ બ્રહ્મ પ્રાપ્ત કરે છે.

સંવત ૧૯૮૫ ના ભાદ્રપદ ઋષિપંચમી.

દા. જેશંકર વિઠ્ઠલજી ભટ્ટ.
ઠે. માંડવીની પોળ. હીરાગાંધીની પોળ. અમદાવાદ.



# અર્પણ પત્રિકા.

આ પુસ્તક છપાવવામાં ગંગાસ્વરૂપ બ્હેન કાશીબ્હેન તથા હીરાબેને તેમજ ચોકશી હીરાલાલ અમૃતલાલ તથા શુકલ કેશવલાલ ઉમીયાશંકરે સારી મદદ કરી છે માટે તે સૌનો આભાર માનું છું.



ॐ काशी विश्वेश्वरो विजयते तराम् ॥

# कठोपनिषद्.

## પ્રથમવલ્લી

### યમરાજ તથા નચિકેતાનો સંવાદ.

ॐ। सहनाववतु। सहनौभुनक्तु। सहवीर्यंकरवावहै। तेजस्विनावधीतमस्तुमाविद्विषावहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

स=તે પરમાત્મા, ह=નક્કી, नौ=અમો ગુરૂ શિષ્યને अवतु=રક્ષણ કરો, स=તે, ह=નક્કી, वीर्यं=અમારા બળને, करवावहै=સંપાદન કરો, तेजस्वि=પ્રકાશવાળું नौ=અમોને, अधीतं=અભ્યાસ કરેલું, अस्तु=થાઓ, मा=નહિ, विद्विषावहै=એક બીજાને ધિક્કારીએ.

તે પરમાત્મા અમારૂં દૃઢપણે રક્ષણ કરો, તેઓ વિદ્યાના ફળરૂપ બ્રહ્મજ્ઞાન સમજાવીને રક્ષણ કરો, તે ભગવાન્ અમોને બ્રહ્મવિદ્યા સમજવાને બળ આપો, અમારૂં જે જ્ઞાન છે તે બ્રહ્મને સમજાવનારૂં થાઓ, અમારામાં પરસ્પર વેર ન થાઓ. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## આરૂણિને યજ્ઞેચ્છા.

**।ॐ। उशनृहवैवाजश्रवसःसर्व्ववेद्सन्ददौ।**
**तस्यहनचिकेतानामपुत्रआस ।१।**

**અન્વય**—उशनृ=યજ્ઞના ફળની ઇચ્છાવાળા, ह वै=નક્કી, वाजश्रवसः=ઉદ્દાલક નામના, सर्व्व वेदसं=સર્વ ધન, ददौ=દાનમાં દેવા લાગ્યો, तस्य=તેને, नचिकेता=નચિકેતા, नाम=નામે पुत्र=પુત્ર, आस=હતો.

**અર્થ**—કોઇ એક ઉદ્દાલક નામે મુનિ હતા, તેઓ વિશ્વજીત નામે યજ્ઞ કરી સ્વર્ગ પામવાની ઇચ્છાથી સર્વ ધન (ગાયો) દાનમાં આપવા લાગ્યા. તેમને નચિકેતા નામે એક પુત્ર હતો.

**सꣳहकुमारꣳसन्तंदक्षिणासुनीयमानासु ।**
**श्रद्धाऽऽविवेशसोऽमन्यत ।२।**

**અન્વય**—तं=તેને. ह=નક્કી, कुमारं=પાંચ વરસના બાળકને, सन्तं=સુબુદ્ધિવાળાને दक्षिणासु नीयमानासु=જ્યારે દક્ષિણા આપવા સારૂ ગાયો લાવવામાં આવી ત્યારે, श्रद्धा=શ્રદ્ધા, आविवेश=આવી (અને) स=તેણે अमन्यत=વિચાર કર્યો.

**અર્થ**—જ્યારે બ્રાહ્મણોને દાન આપવા ગાયો લાવવામાં આવી ત્યારે તે બુદ્ધિવાળા બાળકને કાંઇક શ્રદ્ધા (ધાર્મિક ભાવના) પેદા થઇ, ને તે વિચારવા લાગ્યો.

पीतोदकाजग्धतृणादुग्धदोहानिरिन्द्रियाः।
अनन्दानामतेलोकास्तान्सगच्छतितादृदत् ।२।

અન્વય—पीतोदका=જેણે પાણી પીધેલું છે એવી जग्ध तृणा=જેણે ઘાસ ખાઇ લીધું છે તેવી, दुग्धदोहा=જેનું દૂધ દોવાઇ રહ્યું છે, निरिन्द्रिया=ફરી વિઆવાને અશક્ત, अनन्दा=દુઃખ દાયક, नाम=નામે ते=તે, लोका=લોકો, तान्=તે લોકમાં, स=તે માણસ, गच्छति=જાય છે. ता=તેવી ગાયો, ददत्=જે યજમાન દાન કરે છે તે.

અર્થ—જે માણસ, ઘાસ પાણી ખાઇ પી ઉતરેલી, તથા જેનું દૂધ દોવાઇ ગયું છે ને જે વીઆવાને લાયક નથી, એવી ગાયોનું દાન કરે છે; તે દુઃખમય લોકમાં જાય છે.

## પુત્રની પિતાને વિનંતિ.

सहोवाचपितरंतातकस्मैमान्दास्यसीति।
द्वितीयंतृतीयंन्तम्होवाचमृत्यवेत्वाददामीति ।४।

અન્વય—स=તે, ह=નક્કી, उवाच=કહ્યું, पितरम् પિતાને, तात=હે (પિતાજી) कस्मै=કોને, मां=મને, दास्यसि=આપશો, इति=એમ, द्वितीयं=બે વાર तृतीयं=ત્રીજીવાર, तं–તેને ह=નક્કી, उवाच=કહ્યું, मृत्यवे=યમને त्वा=તને, ददामि–હું આપું છું, इति=એમ.

અર્થ—તેણે પિતાને સંબોધીને પૂછ્યું કે પિતાજી મને કયા ઋષિને દાનમાં આપશો? એમ બે ત્રણ વાર પૂછ્યું ત્યારે તેના બાપે ગુસ્સે થઇને કહ્યું કે "હું તને યમને આપીશ."

**बहूनामेमिप्रथमोबहूनामेमिमध्यमः ।**
**किंस्विद्यमस्यकर्तव्यंयन्मयाद्यकरिष्यति ।५।**

અન્વય—बहूनाम्=ઘણાઓમાં, एमि=હું ગણાઉં છું, प्रथमः=પહેલો, बहूनाम्=ઘણાઓમાં एमि=ગણાઉં છું, मध्यमः=સાધારણ, किंस्वित्=શું ઇચ્છવા જેવું, यमस्य=યમની પાસે, कर्तव्यम्=કરવા જેવું છે. यत्=જે मया=મારાથી, अद्य=હમણાં करिष्यति=કરશે.

અર્થ—નચિકેતા વિચારે છે કે "ઘણા પુત્રોમાં હું પ્રથમ છું ને ઘણા પુત્ર તથા શિષ્યોમાં હું મધ્યમ છું મને યમ પાસે મોકલીને પિતા કયા ઇષ્ટ કાર્યની સિધ્ધિની ઇચ્છા રાખતા હશે?"

**अनुपश्ययथापूर्वेप्रतिपश्यतथापरे ।**
**सस्यमिवमर्त्यःपच्यतेसस्यमिवजायतेपुनः ।६।**

અન્વય—अनुपश्य=જુઓ તો ખરા, यथा=જે પ્રમાણે, पूर्वे=પૂર્વ જોએ प्रतिपश्य=જુઓ, तथा=તેજ પ્રમાણે, अपरे= બીજાઓએ, सस्यं=અન્ન, इव=માફક, मर्त्यः=માણસો,

पच्यन्ते-ઘરડા થઇને મરે છે, सस्यं-અનાજ, इव-પેઠે, जायते-જન્મે છે, पुनः-ફરીથી.

અર્થ—આપણા પૂર્વજોએ જે પ્રમાણે વચન પાળ્યું હતું, તથા જે પ્રમાણે શિબિ દશરથ વગેરેએ વચન પાળ્યું છે, એ ધ્યાનમાં લઇ આપે મને યમરાજ પાસે મોકલી દેવો જોઇએ, કારણ કે ( બહુ જીવીને પણ ) માણસ માત્ર કાળના મુખમાં પચી જાય છે. ને વળી જન્મ ધારણ કરે છે.

**वैश्वानरःप्रविशत्यतिथिर्ब्राह्मणोगृहान् ।**
**तस्यैतांशान्तिंकुर्वन्तिहरवैवस्वतोदकम् ।७।**

અન્વય—वैश्वानरः-અગ્નિ. प्रविशन्ति-પ્રવેશ કરે છે, अतिथिः-અતિથિ રૂપે ब्राह्मण-બ્રાહ્મણ, गृहान् ઘરમાં, तस्य-તે (અતિથિની) एतां-આ शान्ति-અર્ધ્ય સંપ્રદાનથી, कुर्वन्ति-સજ્જનો કરે છે. हर-લાવો, वैवस्वत-હે યમરાજ, उदकं-જળ.

અર્થ—હે સૂર્યપુત્ર યમરાજા ! અગ્નિસ્વરૂપ બ્રાહ્મણ અતિથિ ઘરમાં દાખલ થયો છે. આવા મેમાનની સજ્જનો પાદ પ્રક્ષાલનથી શાન્તિ કરે છે, માટે આપ, પગ ધોવા સારૂ પાણી લાવો.

( એમ કહેવાય છે કે યમરાજા બહાર ગામ ગયેલા હોવાથી સદેહે યમપુરમાં ગયેલો નચિકેતા ત્રણ દિવસ સુધી યમરાજના દ્વારપર ઉભો રહ્યો હતો. )

**आशाप्रतीक्षेसङ्गतꣳसूनृतञ्चेष्टापूर्तेपुत्रपशूꣳश्चसर्वान्**
**एतद्वृङ्क्ते पुरुषस्याल्पमेधसोयस्यानश्नन्वसतिब्राह्म-**
**णोगृहे ।८।**

અન્વય—आशा—ઇચ્છા, प्रतीक्षा—નિશ્ચિત સુખની વાટ જોવી તે, संगतं—સમાગમ, सुनृतां—પ્રિયલાગે તેવી, च—અને, इष्ट—અગ્નિષ્ટોમાદિ, पूर्त—વાવ કૂવા ગળાવવા તે, पुत्र पशून् च—પુત્ર પશુઓ વગેરે, सर्वान्—એ સર્વને, एतत् આ वृंक्ते—નાશ કરી નાખે છે, पुरुषस्य अल्पमेधसः—ઓછી બુદ્ધિવાળા પુરૂષના यस्य—જેના गृहे—ઘરમાં, अनश्नन्—ભૂખ્યો, ब्राह्मण—બ્રાહ્મણ वसति—રહે છે.

અર્થ—આશા, પ્રતીક્ષા, સોબત, પ્રિયવાણી, યજ્ઞ આદિ ક્રિયા તથા વાવ કૂવા ગળાવવા વગેરે પરોપકારનાં કામો, પુત્ર-પશુ, એ બધું જે ઓછી બુદ્ધિવાળા પુરૂષને ઘેર બ્રાહ્મણ અતિથિ જમ્યા વિના રહેશે, તે આ સર્વ વસ્તુ ખુએ છે.

**तिस्त्रोरात्रीर्यदवात्सीर्गृहेमेऽनश्नन्ब्रह्मन्नतिथिर्नमस्यः**
**नमस्तेऽस्तुब्रह्मन्स्वस्तिमेऽस्तुतस्मात्प्रतित्रीन्वरान्**
**वृणीष्व ।९।**

અન્વય—तिस्र—ત્રણ, रात्रीः—રાતો, यत्—જે, अवात्सीः

રહ્યો, गृहे–ઘરમાં, मे–મારા, अनश्नन्–ખાધા વિના ब्रह्मन्–હે બ્રાહ્મણ ! अतिथि–મેમાન, नमस्यः–પગે લાગવા લાયક, नमः–નમસ્કાર ते–તમોને अस्तु–થાઓ, ब्रह्मन् હે બ્રાહ્મણ, स्वस्ति–કલ્યાણ, मे–મારૂં, अस्तु–થાઓ, तस्मात्–તે કારણથી, प्रति त्रीन् ગણીને ત્રણ, वरान् વરદાન, वृणीष्व–માગી લે,

**અર્થ**,–હે બ્રાહ્મણ અતિથિ, તમે મારે નમવા યોગ્ય છો, વળી તમે મારા ઘરમાં ત્રણ રાત્રી ભક્ષણ કર્યા વિના ગાળી, તેનો દોષ નિવારવાને તમો મારી પાસેથી ત્રણ વરદાન માગી લ્યો, નમસ્કાર કરવા યોગ્ય તમોને નમસ્કાર કરૂં છું. મારૂં કલ્યાણ કરો (થાઓ.)

## પ્રથમ વરદાનમાં પિતાનો પ્રેમ.

**शान्तसङ्कल्पःसुमनायथास्याद्वीतमन्युर्गौतमोमाभिमृत्यो**
**त्वत्प्रसृष्टंमाभिवदेत्प्रतीतएतत्त्रयाणांप्रथमंवरंवृणे ।१०।**

**અન્વય**—शान्त संकल्पः–સંકલ્પ રહિત, सुमना સુંદર મનવાળો, यथा–જેમ, स्यात्–થાય, वीतमन्यु–ક્રોધ રહિત, गौतम–મારા પિતા ગૌતમ, माभि–મારી પ્રત્યે, मृत्यो–હે યમરાજા, त्वत्प्रसृष्टम्–તમારી આજ્ઞાથી, मा अभिवदेत् મારી સાથે પહેલાંની માફક બોલે, प्रतीत ( યમને ત્યાં જઇ આવેલ છું એવી ) ખાતરીથી, एतत्–આ त्रयाणां–ત્રણમાંથી, प्रथमं–પહેલું, वरं–વરદાન, वृणे–હું માગું છું.

અર્થ:—(નચિકેતાએ યમરાજા પાસે માગી લીધું કે) હે યમરાજા, મારા પિતા ગૌતમ મારી પ્રત્યે શાન્ત વૃત્તિવાળા તથા સુંદર મનવાળા થાય, તેમજ મારી પ્રત્યેનો તેમનો ક્રોધ ઉતરી જાય, (અહીંથી મૃત્યુ લોકમાં જવા પછી) હું તેમનો પુત્ર છું એમ યાદ લાવી, મારી સાથે પહેલાંની માફક વાત કરે, ત્રણ વરદાનમાંથી આ હું પ્રથમ વરદાન માગી લઉં છું.

**यथापुरस्ताद्भविताप्रतीतऔद्दालकिरारुणिमत्प्रसृष्टः ।**
**सुखंरात्रीःशयितावीतमन्युस्त्वांददृशिवान्मृत्युमुखात्प्र-**
**मुक्तम् ।११।**

અન્વય-यथा-જે પ્રમાણે, पुरस्तात्-પહેલાં, भविता-થશે, प्रतीत-ખાતરી પામેલો, औद्दालकि-ઉદ્દાલક आरुणि અરૂણનો પુત્ર, मत्प्रसृष्टः-મારાથી આજ્ઞા પામેલો, सुख સુખેથી, रात्रीः રાત્રે, शयिता-ઉંઘનારો થશે, वीतमन्यु ગયેલા ક્રોધ વાળો, त्वां-તને, ददृशिवान्-જોનાર થશે, मृत्यु मुखात्-કાળના મુખમાંથી, प्रमुक्तम्-છૂટેલો,

અર્થ—યમ—"મારી કૃપાવડે અરૂણપુત્ર ઔદ્દાલકિ પ્હેલાં જેટલું જ તારાપર હેત રાખશે, ને સુખેથી રાત્રિએ ઉંઘશે, જ્યારે મૃત્યુના મુખમાંથી છૂટેલા તને જોશે ત્યારે તારી તરફ ક્રોધ રહિત નજર કરશે."

## સ્વર્ગનું વર્ણન.

**स्वर्गेलोकेनभयंकिञ्चनास्तिनतत्रत्वंनजरयाबिभेति ।**
**उभेतीर्त्वाऽशनायापिपासेशोकातिगोमोदतेस्वर्गलोके॥**

**અન્વય**—स्वर्गे लोके-સ્વર્ગ લોકમાં, न-નહિ, भयं-બીક, किञ्चन-કાંઈ પણ अस्ति-છે, न-નહિ, तत्र-ત્યાં, त्वं-તું યમરાજા, जरया-ઘડપણથી. बिभेति બીએ છે. उभे-બન્ને, तीर्त्वा-ઉલ્લંઘન કરીને, अशनाया पिपासे-ભૂખ અને તરસ शोकातिगः-શોક રહિત પણે, मोदते-આનંદ પામે છે. स्वर्गलोके-સ્વર્ગલોકમાં.

**અર્થ**—નચિકેતા-"સ્વર્ગલોકમાં કોઈ પણ તરેહનાં દુઃખ વગેરેનો ભય હોતો નથી. આપનું ( યમનું ) ત્યાં કાંઈ જોર ચાલતું નથી. એટલે કે ત્યાં ઘડપણ વગેરેનો ભય હોતો નથી, સ્વર્ગમાં ભૂખ, તરસ, તેમ માનસિક શોક રહીત લોકો આનંદ પામે છે. ૧૨

## બીજા વરદાનમાં સ્વર્ગ મેળવવાના સાધનરૂપ અગ્નિનું જ્ઞાન.

**सत्वमग्निꣳस्वर्ग्यमध्येषिमृत्योप्रब्रूहित्वꣳ श्रद्दधानायमह्यम्।**
**स्वर्गलोकाअमृतत्वंभजन्तएतद्द्वितीयेनवृणेवरेण॥**

**અન્વય**—सः-તે, त्वम्-તું, अग्निम्-અગ્નિને, स्वर्ग्यं-સ્વર્ગના સાધનરૂપ, अध्येषि-જાણે છે, मृत्यो હે યમરાજા

प्रब्रूहि-કહો જોઇએ, तं-તે અગ્નિને, श्रद्दधानाय मह्यम्-શ્રદ્ધાવાળા મને, स्वर्ग लोकाः-સ્વર્ગ લોકમાં જવાની ઇચ્છાવાળા, अमृतत्वं-અમૃતપણાને, भजन्ते-મેળવે છે, एतत्-આ, द्वितीयेन वरेण वृणे-આ બીજા વરદાનની પ્રાર્થના કરૂં છું.

અર્થ—"હે યમરાજા! આપ સ્વર્ગ પ્રાપ્તિના સાધનરૂપ અગ્નિ વિષે જાણો છો માટે આપનાં વચનમાં શ્રદ્ધાવાળા મને તેનું વર્ણન કરો કે, સ્વર્ગમાં રહેનાર કર્મઠો અમૃતત્વ ભોગવે છે? આ હું બીજું વરદાન માગું છું.

**प्रतेब्रवीमितदुमेनिबोधस्वर्ग्यमग्निन्नचिकेतःप्रजानन्।**
**अनन्तलोकाप्तिमथोप्रतिष्ठांविद्धित्वमेतन्निहितंगुहायाम्**

અન્વય—प्र-૨૫૯, ते-તને, ब्रवीमि-કહું છું, तत्-તે उ-જ, मे-મને, निबोध-નિશ્ચય જાણી લે, स्वर्ग्यम्-સ્વર્ગ અપાવનાર, अग्निम्-અગ્નિને, नचिकेत-હે નચિકેતા, प्रजानन्-ઓળખતો, अनन्तलोकप्राप्तिम्-અનન્ત લોકની પ્રાપ્તિના સાધનરૂપ, अथ-વળી, प्रतिष्ठां-આ જગતને આધારરૂપ છે, विद्धि-જાણ, त्वं-તું, एतत्-આ અગ્નિને, निहितम्-મૂકેલો, गुहायाम्-વિદ્વાનની બુદ્ધિરૂપ ગુફામાં.

અર્થ—યમરાજ—"હે નચિકેતા, સ્વર્ગના સાધનરૂપ જે અગ્નિ છે તેને હું જાણું છું માટે જે અગ્નિ વિષે તેં પૂછ્યું છે (માગણી કરી છે.) તે હું તને

કહું છું. તે અગ્નિ અનન્ત લોકમાં જવાના સાધનરૂપ છે. જે આ સઘળા વિશ્વને આધાર રૂપ છે. તે અગ્નિ વિદ્વાનોની બુદ્ધિમાં રહેલો છે. એમ જાણી લે."૧૪

**लोकादिमग्निन्तमुवाचतस्मैया इष्टकायावतीर्वायथावास चापितत्प्रत्यवदद्यथोक्तमथास्यमृत्युःपुनरेवाहतुष्टः १५**

**અન્વય**—लोकादिम्-આખા વિશ્વનું મૂળ કારણ, अग्निम्-અગ્નિને, तं-તેને. उवाच-કહ્યું तस्मै-તે નચિકેતાને, याः-જે, इष्टका-(ઇષ્ટિઓ,यावती-જેટલી) સંખ્યા वा-અથવા, यथा-જે રીતે, ( चीयते-મૂકવામાં આવે છે.) सः-તેનચિકેતા च-अपि-તથા પણ, तत्-प्रति તેની પ્રત્યે, अवदत्-બોલ્યો, यथोक्तम्-જેમ યમરાજે કહ્યું તે પ્રમાણે अथ-ત્યાર પછી, अस्य-તે નચિકેતા પ્રત્યે, मृत्युः-યમરાજા, पुनः-ફરીથી, एव-જ, आह-કહ્યું तुष्टः-પ્રસન્ન થઇને.

**અર્થ**—પછી લોકના મૂળ કારણરૂપ અગ્નિ વિષે ઇષ્ટિકા, તેમની સંખ્યા તથા અગ્નિની સઘળી ક્રિયાઓ સમજાવી, કે:જે પ્રમાણે વર્ણન કરાયું છે. તેજ પ્રમાણે તે યમરાજા આગળ બોલી ગયો, પછી સંતોષ પામેલા યમરાજ બોલ્યા.

**तमब्रवीत्प्रीयमाणोमहात्मावरन्तवेहाद्यददामिभूयःत-वैवनाम्नाभविताऽयमग्निःसृङ्काञ्चेमामनेकरूपाङ्गृहाण**

**અન્વય**—तं-તે નચિકેતાને, अब्रवीत्-કહ્યું, प्रीयमाण-ખુશી થએલો, महात्मा-ઉદાર ચિત્તવાળો, वरं-વરદાન, तव-તને, इह-આથી (પ્રીતિથી) अद्य-આજે, હમણાં ददामि-આપું છું, भूयः-ફરીથી, तव-તારા, एव જ, नाम्ना-નામથી भविता-થશે, अयम्-આ, अग्निः-અગ્નિ, सृङ्कां-અવાજ કરતી રત્ન માળાને च-તથા, इमां-આ, अनेकरूपां-અનેક સ્વરૂપવાળી, गृहाण-લે.

**અર્થ**—ખુશી થએલા યમરાજા—"હવે હું તને બીજું વરદાન આપું છું, તે ચયન નામનો અગ્નિ નચિકેતા નામથી ઓળખાશે, વળી બહુ તેજવાળી અવાજ કરતી રત્નમાળ તું લ."

**त्रिणाचिकेतस्त्रिभिरेत्यसन्धिंत्रिकर्मकृत्तरतिजन्ममृत्यू ब्रह्मजज्ञन्देवमीड्यं विदित्वानिचाय्येमांशान्तिमत्यन्तमेति ।१७।**

**અન્વય**—त्रिणाचिकेतः-જ્ઞાન, અધ્યયન, ને અનુષ્ઠાન, રૂપ નચિકેત નામે સંપાદન કરેલા અગ્નિવાળો, त्रिभिः-(માતા, પિતા, આચાર્ય, ) ( વેદ, સ્મૃતિ, અને શિષ્ય ) ( પ્રત્યક્ષ, અનુમાન. અને આગમ ) એમ ત્રણ વસ્તુઓ एत्य-પામીને सन्धिम्-ગુરૂ શિષ્યના સંબંધને, त्रिकर्मकृत्-(ઈજ્ય, અધ્યયન, ને દાન) ત્રણ કર્મ

કરનાર, तरति–તરી જાય છે, जन्म मृत्यू–જન્મ મર-ણુને ( મોક્ષ પામે છે. ) ब्रह्मजज्ञम्–(બ્રહ્મ–હિરણ્યગર્ભ જ–જન્મેલું, ज्ञ–જાણુનાર ) સર્વને જાણુનાર देवं–પ્રકાશરૂપ, ईड्यम्–સ્તુતિ કરવા યોગ્ય અગ્નિને, विदित्वा જાણીને निचाय्य–આત્મભાવથી ધ્યાન કરીને, इमां–આ પ્રત્યક્ષ, शान्तिम्–વિરાટ રૂપને अत्यन्तम्–નિયમ વડે, एति પામે છે.

અર્થ—માતા, પિતા, અને ગુરૂની આજ્ઞાથી, યજ્ઞ, વેદાધ્યયન, અને દાન કર્યાં પછી જે કોઇ નચિ-કેતા નામના અગ્નિનું ત્રણુ વાર યજન કરે છે તે જન્મ મરણુથી મુક્ત થાય છે ( મોક્ષે જાય છે. ) જે કોઇ બ્રહ્મમાંથી ઉત્પન્ન થએલા, દેવરૂપ, આ પવિત્ર અગ્નિની સ્તુતિ કરે છે. તથા સમજણુ સાથે સારી રીતે વિચારે છે, તે પરમ શાન્તિ પામે છે.

त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वायएवंविद्वांश्चिनुतेनाचि-केतम् । समृत्युपाशान्पुरतःप्रणोद्यशोकातिगोमोदते स्वर्गलोके ।१८।

અન્વય—त्रिणाचिकेतः–ત્રણુ વાર પ્રાપ્ત કરેલા અગ્નિવાળો, त्रयं–ઇષ્ટિના ત્રણુ પ્રકારને જાણુનાર, एतत्–આ પ્રમાણે, विदित्वा–જાણીને, यः–જે, एवं–એ

રીતે, विद्वान्-વિરાટ રૂપ અગ્નિને જાણુનાર, चिनुते ધ્યાન કરે છે. नाचिकेतं-નાચિકેત નામે અગ્નિનું, सः તે, मृत्युपाशान्-જન્મ મરણુના બંધને, पुरतः-મરણુ પામ્યા પહેલાં प्रणोद्य-દૂર કરીને, शोकातिगः-માનસિક દુઃખ રહિત થાય છે. मोदते-આનંદ કરે છે. स्वर्गलोके સ્વર્ગલોકમાં.

**અર્થ**—ઈષ્ટકા, સંખ્યા, અને પ્રકાર, એમ ત્રણ લક્ષણુવાળા આત્મરૂપ અગ્નિને ઓળખીને પછી, નાચિકેત અગ્નિના યજ્ઞનું માત્ર ધ્યાન કરે છે (સમાપ્તિ કરે છે ) તે મરણુ પામ્યા પહેલાં જન્મ મરણુ અપાવનાર વાસના-બંધને છોડીને આત્મારૂપ બનીને મહાન્ સ્વર્ગમાં પરમશોક રહિત સુખ પામે છે.

**एषतेऽग्निर्नचिकेतःस्वर्ग्योयमवृणीथाद्वितीयेनवरेण।**
**एतमग्निंतवैवप्रवक्ष्यन्तिजनासस्तृतीयंवरन्नचिकेतो-**
**वृणीष्व ।१९।**

**અન્વય**—एषः-આ, ते-તને, अग्निः-અગ્નિઃ स्वर्ग्यं સ્વર્ગ અપાવનાર, यम्-જે અગ્નિરૂપ વરદાનને, अवृणीथाः તેં માગણી કરી, द्वितीयेन-બીજા, वरेण-વરદાનથી, एतं-આ अग्निम्-અગ્નિને, एव-તારા ( નામથીજ) तव જ. प्रवक्ष्यन्ति-કહેશે, जनास-લોકો, तृतीयं-ત્રિજુ, वरं વરદાન, नचिकेत-હે, નચિકેતા, वृणीष्व-માગી લે,

અર્થ—યમરાજ—"હે નચિકેતા, બીજા વરદાનથી તેં જે સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર અગ્નિની માગણી કરી હતી, તે અગ્નિને પુરૂષો નચિકેતા એવા તારા નામથી ઓળખશે, હવે તું ત્રિજું વરદાન માગી લે."

## આત્મજ્ઞાનની માગણી.

**येयम्प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके एतद्विद्यामनुशिष्टस्त्वयाहं वराणामेष वरस्तृतीयः। २०।**

અન્વય—या-જે, इयम्-આ, प्रेते-મરણ પામ્યા પછી, विचिकित्सा-સંશય, मनुष्ये-માણસોને, अस्ति-છે (આત્માને દેહ સાથે કેવા પ્રકારનો સંબંધ છે? તે) इति-એમ, एके-એક પક્ષના વેદાન્તી લોકો, न-નહિ अयम्-આ આત્મા अस्ति-છે, इति-એમ, च-તથા, एके-બીજા પક્ષના [ નાસ્તિકો ] एतत्-આ (સંદેહ), विद्याम्-આત્મતત્વ, अनुशिष्ट-ત્રિજું વરદાન માગવાની રજા મળી છે જેને, त्वया-તમારાથી, अहम्-હું वराणाम्-વરદાનમાંથી एष-આ वर-વરદાન तृतीयः ત્રિજું છે.

અર્થ—નચિકેતા—"એવી શંકા થાય છે, કે કેટલાક (વેદાન્તીઓ) કહે છે તેમ મરણ પછી આત્મા રહે છે કે (નાસ્તિકો) બીજા પક્ષના લોકો કહે છે તેમ આત્મા

રહેતો નથી ? આપની આજ્ઞા મળવાથી આ શંકાનું નિવારણ કરો, એવી મારી ત્રિજા વરદાનની માગણી છે"

**देवैरत्रापिविचिकित्सितंपुरानहिसुविज्ञेयमणुरेषधर्मः।**
**अन्यंवरंनचिकेतोवृणीष्वमामोपरोत्सीरतिमासृजैनम्॥**

**અન્વય**—देवै-દેવોએ, अत्र-આ આત્મતત્વ વિષે, अपि-પણ, विचिकित्सितम्-શંકા કરી હતી. पुरा-પહેલાં, न-નહિ, हि-કારણ કે, सुविज्ञेयम्-સરળતાથી ઓળખાય એવું, अणु-સૂક્ષ્મ, एष-આ, धर्मः-આત્મા अन्यं-બીજું वरं-વરદાન, नचिकेतो-હે નચિકેતા, वृणीष्व-માગીલે, माम्-મને, मा-न उपरोत्सीः-આગ્રહ કરીશ, मा-મનેअतिसृज-મુક્ત કર, एनम्-આ આત્મ જ્ઞાન મેળવવા રૂપ વરદાનમાંથી.

**અર્થ**—યમરાજા—"દેવોએ પહેલાં મને આ પ્રશ્ન પૂછ્યો હતો, પણ આત્મતત્વ ઘણું સૂક્ષ્મ હોવાથી સમજી શકાય એવું નથી. કોઇ બીજું વરદાન માગી લે, હે નચિકેતા ! આ વરદાન આપવા મને બહુ આગ્રહ કર નહિ આ વરદાનમાંથી મને છૂટો કર.

**देवैरत्रापिविचिकित्सितंकिलत्वंचमृत्योयन्नसुविज्ञेय मात्थ। वक्ताचास्यत्वादृगन्योनलभ्योनान्योवरस्तुल्य एतस्य कश्चित् ।२२।**

અન્વય—देवै-દેવોએ, अत्र-આ આત્મજ્ઞાન વિષે अपि -પણ, विचिकित्सितम्-શંકા કરી હતી, किल-ખરેખર, त्वं-તમે, च-અને, मृत्यो-હે યમ, यत्-કારણકે न-નહિ सुविज्ञेयं-સહેલાઇથી જાણી શકાય તેવું आत्थ-કહે છે. वक्ता -ઉપદેશ કરનાર, च-તથા, अस्य આ આત્મતત્વનો, त्वादृक्-તારા જેવો, अन्य-બીજો કોઇ न-નહિ, लभ्य-મેળવી શકાય તેમ છે, न-નહિ अन्यः-બીજું वर-વરદાન तुल्यः-બરાબર, एतस्य-આ વરદાનની, कश्चित्-કોઇ પણ.

અર્થ—નચિકેતા-" મેં સાંભળ્યું છે કે દેવોને પણ સંશય થયો હતો, એ મેં સાંભળ્યું છે અને હે યમરાજ ! આપ પણ કહો છો કે એ બરાબર (યથાર્થ) સમજાય તેવું નથી છતાં પણ આપના જેવો મને બીજો ઉપદેશક મળી શકે તેમ નથી. ને આ વરદાન જેવું બીજું કોઇ વરદાન પણ નથી."

शतायुषःपुत्रपौत्रानवृणीष्वबहून्पशून्हस्तिहिरण्यम
श्वान्। भूमेर्महदायतनंवृणीष्वस्वयञ्चजीवशरदोयावदि
च्छसि ।२३।

અન્વય—शतायुषः-સો વર્ષના આયુષ્ય વાળા पुत्र पौत्रान्-દીકરા તેમજ દીકરાના દીકરાઓને, वृणीष्व માગી લે, बहून्-ઘણાં, पशून्-પશુઓ हस्ति हिरण्यम् હાથી તથા

સોનું, अश्वान्–ઘોડાઓ, भूमेः–પૃથ્વીના, महत्–મોટા, आयतनं–મંડળને वृणीष्व–માગી લે, स्वयं તું પોતે, च–અને जीव–જીવતો રહે, शरदः–વરષો, यावत्–જ્યાં સુધી, इच्छसि–તારી ઇચ્છા હોય.

અર્થ—યમરાજા–“ સો વર્ષના આયુષવાળા પુત્ર પૌત્ર માગ, ઘણાં પશુ, હાથી, સોનું ઘોડા, બહુ વિસ્તારવાળી પૃથ્વી, એમાંથી તારી ઇચ્છામાં આવે તે માગી લે, ને ઇચ્છામાં આવે એટલાં વર્ષ જીવવાનું વરદાન માગી લે.”

**एतत्तुल्यंयदिमन्यसेवरंवृणीष्ववित्तंचिरजीविकाञ्च। महाभूमौनचिकेतस्त्वमेधिकामानान्त्वाकामभाजंकरोमि**

અન્વય—एतत्–આ तुल्यं–જેવું, यदि–જો मन्यसे માનતો હોય, वरं–વરદાન, वृणीष्व–માગી લે, वित्तं રત્ન વગેરે પૈસો, चिंरजीविकां–ઘણો વખત ચાલે એવો ધંધો, च–અને, महाभूमौ–ઘણીજ જમીન ઉપર, नचिकेत–હે નચિકેતા ! त्वं–તું एधि–રાજ્ય ભોગવ, कामानां ધારેલી વસ્તુઓમાંથી त्वा–તને,कामभाजं–ધારેલું ભોગવનાર,करोमि–કરૂંછું.

અર્થ—યમરાજ–“અથવા આ વરદાન જેવુંજ બીજું કોઇ વરદાન તારા જાણવામાં હોય, તો માગી લે, પૈસો તેમજ લાંબુ આયુષ્ય માગી લે, હે નચિકેતા તું વિશાળ

પૃથ્વી ઉપર રાજાપણું ભોગવ, ને તારી ઇચ્છા હોય તો તારી ધારેલી સર્વ વસ્તુ ભોગવનાર તને બનાવું.

**येयेकामादुर्लभामर्त्यलोकेसर्वान्कामांश्छन्दतःप्रार्थयस्वइमारामाःसरथाःसतूर्यानहीदृशालम्भनीयामनुष्यैः।आभिर्मत्प्रत्ताभिःपरिचारयस्वनचिकेतोमरणंमानुप्राक्षीः ।२५।**

અન્વય–ये–જે, ये–જે, कामाः–કામનાઓ, दुर्लभा મેળવવી દુર્લભ છે, मर्त्यलोके, આ લોકમાં, सर्वान् कामान्–તે બધી કામનાઓને, छंदतः–સ્વેચ્છાથી, प्रार्थयस्व–માગી લે, इमा–આ, रामा–રમણીયો, सरथा–રથ સાથે, सतूर्याः–વાજીંત્ર સાથે, न–નહિ, हि–જરૂર, इदृशा આવી, लंभनीयाः–મેળવવા યોગ્ય, मनुष्यै–માણસથી, आभि–આથી, मत्प्रत्ताभि મેં આપેલી, परिचारयस्व–તેમની પાસેથી ચાકરી લે, नचिकेतोः–હે નચિકેતા, मरणं–મોત વિષે, मा–નહિ, अनुप्राक्षीः–પૂછીશ.

અર્થ—યમરાજ—"હે નચિકેતા ! જે જે કામનાઓ મળવી આ મૃત્યુ લોકમાં દુર્લભ છે, તે સર્વ કામનાઓની તારી મરજી પ્રમાણે માગણી કર. રથ, વાજીંત્ર સાથે સ્વર્ગીય સુંદરીઓની ઇચ્છા કર. કારણ તે સ્વર્ગની

સુંદરીઓ મૃત્યુ લોકમાં નથી. તે સર્વને તારી સેવામાં રાખ. એ બધું હું તને આપીશ, પણ મરણ પછીની અવસ્થાનો પ્રશ્ન પૂછીશ માં.

**श्वोभावामर्त्यस्ययदन्तकैतत्सर्वेन्द्रियाणाञ्जरयन्तितेजः**
**अपिसर्वञ्जीबितमल्पमेवतवैववाहास्तवनृत्यगीते ।२६।**

અન્વય—श्वो भावाः-થોડા વખતજ રહેનારા(આવતી કાલ સુધી રહેનારા) मर्त्यस्य-મરણ ધર્મવાળા માણુસના, यत्-જે, अन्तक-હે યમરાજા ! एतत् આ, सर्वेन्द्रियाणाम्-સર્વ ઇન્દ્રિઓને, जरयन्ति-નાશ કરે છે, तेजः-તેજનો अपि વળી, सर्वं-સઘળું. जीवितं જીવન, अल्पं-થોડાવખત રહેનારા છે, एव-જ तव તારાં, एव-જ, वाहा-રથ વગેરે, तव-તારાં नृत्यगीते નાચ ગાયન વગેરે ( રહેવા દો. )

અર્થ—નચિકેતા-"આ સર્વ ભોગોતો માત્ર આવતી કાલે ( થોડા સમયમાં ) નાશ થવાના છે, હે યમરાજા ઇન્દ્રિયોનું સર્વ તેજ નાશ પામે છે. વળી વસ્તુ માત્ર નાશવંત છે,માટે એ વાહન નૃત્ય ગીત વગેરેની કૃપાબસ કરો."

**नवित्तेनतर्पणीयोमनुष्योलप्स्यामहेवित्तमद्राक्ष्मचेत्त्वा**
**जीविष्यामोयावदीशिष्यसित्वंवरस्तुमेवरणीयःसएव॥**

અન્વય—न-નહિ, वित्तेन-પૈસા વડે; तर्पणीय તૃપ્ત કરવા યોગ્ય છે, मनुष्य-માણુસ, लप्स्यामहे મેળવીશું,

वित्तं-પઇસા, अद्राक्ष्म-દર્શન કરશુ, चेत्-જો त्वां-તમારું, जीविष्याम-અમે જીવીશું, यावत्-જ્યાં સુધી, ईशिष्यसि-તમારી આજ્ઞા હશે ત્યાં સુધી, त्वं-તું. वर-વરદાન, तु-વળી, मे-મારે, वरणीयः માગવા જેવા, स-एव-જ.

અર્થ—નચિકેતા—"માણુસને દ્રવ્ય એ ખરો સંતોષ આપનાર નથી, કારણ કે માણુસને જીવાડવા જીવન પર્યંત ખપ જેટલું ધન આપ આપો છો, વળી આપનાં દર્શન થયાં છે, તો ધન મળવું દુર્લભ નથી જ્યાં સુધી તમો યમની પદ્દી ઉપર છો ત્યાં સુધી અમે જીવીશું, પણ આપનું યમ-પદ પણ શાશ્વત નથી તો અમે ચિરંજીવી શી રીતે હોઇ શકીએ? માટે જો વરદાન આપવું હોય તો મારી ઇચ્છા પ્રમાણે આત્મજ્ઞાનનુંજ વરદાન આપો."

अजीर्यताममृतानामुपेत्यजीर्यन्मर्त्यःकुधःस्थःप्रजानन् ।
अभिध्यायन्वर्णरतिप्रमोदानतिदीर्घेजीवितेकोरमेत ॥

અન્વય—अजीर्यतां-ઘડપણથી રહિત, अमृतानाम् દેવોની, उपेत्य-પાસે જઇને, जीर्यन्-ઘરડો, मर्त्य માણસ कुधःस्थ (कु પૃથવી, अधः નીચે. स्थ રહેલો) નીચે પૃથ્વીપર રહેનાર માણસ, अभिध्यायन्-સુંદર ફળ (જીવનનું રહસ્ય) જાણવા છતાં. अभिध्यायन्-ધ્યાનમાં લે તો, वर्णरति प्रमोदान्-સ્ત્રી સૌન્દર્ય તથા ક્રીડાથી

ઉત્પન્ન થતા સુખને, अतिदीर्घे-ઘણો વખત રહેનારા जीविते-જીવતા જીવે क-કોણ रमेत-આસક્તિ રાખે ?

અર્થ—નચિકેતા-" જરા-મરણ રહિત દેવો પાસે આવીને, જરા તથા મરણ આપનારી પૃથ્વી ઉપર રહેતો કયો મનુષ્ય [ આત્મજ્ઞાનરૂપ ] સુંદર ફળ જાણવા છતાં, નાશવંત સુખની માગણી કરે? સ્ત્રીઓનું સૌંદર્ય. તેથી થતો આનંદ એ સઘળું નાશવંત છે. એમ જાણવા છતાં કયો માણસ દીર્ઘાયુષ્યથી સંતોષ પામે ?" ૨૮

**यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो यत्साम्पराये महति ब्रूहि नस्तत् योऽयं वरो गूढमनुप्रविष्टो नान्यं तस्मान्नचिकेता वृणीते ।२९।**

અન્વય—यस्मिन-જેમાં, इदं-આ, विचिकित्सन्ति શંકા કરે છે, मृत्यो-હે યમરાજા ! यत्-જે, सांपराये-પરલોક સંબંધી, ( આત્મ તત્ત્વ વિષે ) महति-મોટી (મોક્ષ) ब्रूहि-ઉપદેશ કરો, नः-અમોને, तत्-તે (મોક્ષ વિષે ) य. જે, अयं-આ, वरः-વરદાન, गूढम्-ગુપ્તપણાને. अनुप्रविष्ट પામેલ છે, न-નહિ, अन्यत्-બીજું तस्मात् તેટલા માટે, नचिकेता वृणीते-માગે છે.

અર્થ—નચિકેતા-"પરલોક સંબંધે, આત્મા વિષે અમોને જે શંકા છે કે આત્મા છે ? કે નથી ? એ

બાબતમાં હે યમરાજા ! તમે આત્મા જ્ઞાનરૂપી મોક્ષ વિષે કહો, જે વરદાન આપવું ઘણું ગુપ્ત છે, તેજ વરદાન આપો, તે સિવાય બીજું કાંઇપણ નચિકેતા માગતો નથી. ''

# દ્વિતીયવલ્લી.

## શ્રેય તથા પ્રેયનો વિવેક.

**अन्यच्छ्रेयोऽन्यदुतैवप्रेयस्तेउभेनानार्थेपुरुषंसिनीतः तयोःश्रेयआददानस्यसाधुभवतिहीयतेऽर्थाद्यउप्रेयो वृणीते ।१।**

**અન્વય**—अन्यत् જૂદો, શ્રેય-મોક્ષના કારણરૂપ વિદ્યા, अन्यत्-જૂદો, उत-વળી, एव-જ, प्रेय-સુખનાં સાધન રૂપ કર્મ, ते-આ વિદ્યા તથા કર્મ, उभे-બન્ને, नानार्थे જૂદાં જૂદાં ફળ વાળાં હોવાથી, पुरुषं-માણસને, सिनीत-પોતામાં આસકિત રૂપ બંધન કરે છે. तयोः-તે બેમાંથી, श्रेयः-મોક્ષ અપાવનાર વિદ્યાને, आददानस्य-સ્વીકારનારને साधु-ઉત્તમ ફળ, भवति-થાય છે, हीयते-જૂદો પડે છે, अर्थात्-મોક્ષ રૂપ લક્ષ્યમાંથી यो-જે (અવિવેક) उ-પણ, प्रेयः-આ લોકમાં સુખનાં સાધન રૂપ કર્મને वृणीते ગૃહણ કરે છે.

**અર્થ**—યમરાજા-'' શ્રેય તથા પ્રેય નામે જીવનના બે હેતુ છે, તેમાંથી શ્રેય એટલે મોક્ષની ઇચ્છાથી જે જે

કર્મ કરવામાં આવે છે તે સુખરૂપ નિવડે છે. ને પ્રેય એટલે વિષય સુખની ઇચ્છાથી જે જે કર્મ કરવામાં આવે છે તે પરિણામે જન્મમરણરૂપી દુઃખથી મુકત કરી શકતાં નથી. આમ પ્રેય કર્મ કરનાર સર્વ પુરૂષાર્થના ફળથી રહિત થઇ જાય છે. (મેં કાંઇ ન કર્યું એમ મરણ સમયે પસ્તાય છે.)

**श्रेयश्चप्रेयश्चमनुष्यमेतस्तौसम्परीत्यविविनक्तिधीरः श्रेयोहिधीरोऽभिप्रेयसोवृणीतेप्रेयोमन्दोयोगक्षेमाद्वृणीते**

અન્વય—શ્રેય-બ્રહ્મવિદ્યા, च-તથા प्रेयः-કર્મ च તથાં, मनुष्यं-પુરૂષને, एतः કર્મથી પ્રાપ્ત થાય છે, तौ-તે બંનેનું, संपरीत्य-કર્તવ્યપણે નિશ્ચય કરીને, विविनक्ति વિવેક કરે છે કે ( અનાયાસે સાધી શકાય એવી વિદ્યા, શ્રેય છે, અને બહુ મહેનતે સાધી શકાય તથા થોડાજ ફળવાળું કર્મ, પ્રેય છે. ) धीरः-અધિકારી માણસ, श्रेयः બ્રહ્મવિદ્યાને हि-કારણ કે, धीरः-બુદ્ધિવાળો માણસ, अभि प्रेय-કર્મ કરતાં ઉંચા દરજ્જાનું वृणीते-સ્વીકારે છે. प्रेय કર્મ વિદ્યાને, मंद-અલ્પ બુદ્ધિવાળો, योगक्षेमात् ( નહિ મળેલી ચીજ મેળવવી તે યોગ, અને મેળવેલી ચીજનું રક્ષણ તે ક્ષેમ ) યોગ ક્ષેમને માટે वृणीते સ્વીકારે છે.

અર્થ—યમરાજા–" માણસ માત્ર શ્રેય માટે અથવા પ્રેય માટે, અથવા બેમાંથી એક માટે પ્રયત્ન કરે છે. વિવેકી પુરૂષો આ વાત બરાબર જાણે છે; ને અધિકારીઓ પ્રેય કરતાં શ્રેયને ઉત્તમ માની સેવે છે. જ્યારે મંદ બુદ્ધિવાળા યોગ ક્ષેમરૂપી પ્રેય કર્મોને પસંદ કરે છે.

सत्वंप्रियान्प्रियरूपाꣳश्चकामानभिध्यायन्नचिकेतोऽ-
त्यस्राक्षीःनैताꣳसृङ्कांवित्तमयीमवाप्तोयस्याम्मज्जन्ति
बहवोमनुष्याः ।३।

स–તે ( મોક્ષની ઇચ્છાવાળો ) त्वं–તું, प्रियान्–પુત્ર વગેરે પ્રિય વસ્તુને. प्रिय रूपान्–પ્રિય વિષયોને, च–તથા, कामान्–કામનાઓને, अभिध्यायन्–( નાશવંત ) માનીને, नचिकेतः–હે નચિકેતા ! अत्यस्राक्षी–તેં ત્યાગ કર્યો, न–નહિ, एतां–આ, सृंकां–મૂરખને પ્રિય સંસારને, वितमयीं–બહુ ધનવાળા, अवाप्तः–પામ્યો, यस्यां–જેમાં ( જે સંસારમાં ) मज्जन्ति–ડુબી જાય છે; बहवः–ઘણા, मनुष्या–માણસો.

અર્થ—યમરાજા–" હે નચિકેતા ! શ્રેય માર્ગને પસંદ કરનારા તેં પુત્ર વગેરે તેમજ સ્વર્ગની અપ્સરાઓ વગેરે પ્રિય વસ્તુઓને નાશવંત માનીને, ત્યાગ કર્યો છે. આ લક્ષ્મીથી પૂર્ણ સંસાર કે જેમાં ઘણા માણસો ડૂબી જાય છે, તેની તેં ઇચ્છા રાખી નથી."

## વિદ્યા તેમજ અવિદ્યાનું ફળ.

**दूरमेतेविपरीतेविषूचीअविद्यायाचविद्येतिज्ञाता विद्या भीप्सिनन्नचिकेतसंमन्येनत्वाकामाबहवोलोलुपन्त: ।४**

**અન્વય**—दूरं-જૂદાં છે, एते-આ બન્ને, विपरीते વિલક્ષણ, विषूची-જૂદાં ફળવાળાં, अविद्या-કર્મ, या-જે, च-તથા, विद्या-બ્રહ્મ વિદ્યા, इति-એમ, ज्ञाता-જાણી લીધું. विद्याभीप्सिनम्-જ્ઞાનની ઇચ્છાવાળા. नचिकेतसं-નચિકેતાને, मन्ये-હું માનું છું. न-નહિ, त्वां-તને, कामा:-ઇચ્છાઓ, बहव:-ઘણી, लोलुपन्त:-લાલચમાં નાંખ્યે.

**અર્થ**—"વિદ્યા અને અવિદ્યા એ પહેલેથી જૂદાં જૂદાં ફળ આપનારી છે. હે નચિકેતા! હું ધારૂં છું કે, તું જ્ઞાનની ઇચ્છાવાળો છે, કારણકે ઘણી કામનાઓથી પણ તું લલચાયો નથી."

## ધૂમ્ર માર્ગે લઈ જનારી ગતિ.

**अविद्यायामन्तरेवर्त्तमाना:स्वयन्धीरा:पण्डितम्मन्य-मानाः। दन्द्रम्यमाणा:परियन्तिमूढाअन्धेनैवनीयमाना यथाऽन्धाः ।५।**

**અન્વય**—अविद्यायाम्-અવિદ્યામાં, अन्तरे-મધ્યમાં રચી પચી રહેલા, वर्तमाना:-રહેલા, स्वयं-પોતે, धीरा:

લૌકિક જ્ઞાનવાળા, पण्डितं मन्यमानाः—પોતાને આત્મજ્ઞાની માનનારા ( पण्डा—આત્મજ્ઞાનવાળી બુદ્ધિ, તે જેને હોય તે पण्डित. ) दन्द्रम्यमाणाः—અનેક પ્રકારની વક્રગતિ વાળા परियन्ति—બહુ અનર્થને પામે છે. मूढाः—મૂરખાઓ अन्धेन આંધળાથી, एव—જ, नीयमानाः—દોરવાએલા, यथा—જેમ, अन्धाः—આંધળાઓ. ( આવોજ એક મન્ત્ર પ્રથમ મુંડકના દ્વિતીય ખંડમાં છે. )

અર્થ—જેઓ અવિદ્યામાં ભરપુર રચીપચી રહેલા છે, ને પોતાને પંડિત માને છે, એવા અદ્દભૂત ગતિને ઇચ્છનારા તે મૂરખાઓ જન્મ મરણરૂપી પરિભ્રમણ કર્યા કરે છે, ને જેમ આંધળો આંધળાને દોરે તેમ તેઓ જન્મ મરણમાં ફસાય છે.

**नसाम्परायःप्रतिभातिबालम्प्रमाद्यन्तं वित्तमोहेनमूढम्**
**अयंलोकोनास्तिपरइतिमानीपुनःपुनर्व्वशमापद्यतेमे।६**

न—નહિ, साम्परायः—પરલોકમાં જવાનો રસ્તો, प्रति भाति—દેખાય છે ( સમજાય છે. ) बालं—જ્ઞાન વિનાના બાળકને ( જ્ઞાનમાં આગળ નહિ વધેલો ) प्रमाद्यन्तं—આસક્તિથી ભૂલેલને, वित्तमोहेन मूढम्—પૈસાના મોહથી ખરૂં કર્તવ્ય ભૂલેલાને, अयं—આ, लोकः—સંસાર (છે.) नास्ति નથી. पर—બીજો ( દ્રશ્ય જગતથી પર ) इति—એમ, मानी

માનનારો પુનઃ પુનઃ-વારે વારે વશં-વશમાં કબજે, આપદ્યતે આવી પડે છે, મે-મારા.

**અર્થ**—યમરાજા-"પૈસાની આસક્તિથી મૂઢ બનેલા, અને પ્રમાદથી જ્ઞાનમાં આગળ નહિ વધવાથી બાળકરૂપ અવિવેકીને પરલોકનો માર્ગ જડતો નથી, તેઓ આ લોકનેજ મુખ્ય વસ્તુ માને છે અને બીજું કશું નથી એમ માનવાથી વારંવાર મારે કબજે આવી પડે છે."

## આત્મા ઓળખવો એ ઘણુંજ કઠિન કામ છે.

**श्रवणायापिबहुभिर्योनलभ्यःशृण्वन्तोऽपिबहवोयन्न विद्युः। आश्चर्योवक्ताकुशलोऽस्यलब्धाऽऽश्चर्योज्ञाताकु-शलानुशिष्टः ।७।**

**અન્વય**—श्रवणाय-સાંભળવાને, अपि-પણ, बहुभिः ઘણા લોકથી, यः-જે, न-નહિ, लभ्यः-મેળવી શકાય છે, शृण्वन्तः-સાંભળવા છતાં, अपि-પણ, बहवः-ઘણાઓ, यत् જેને, न-નહિ, विद्युः-જાણે છે, आश्चर्यः-અતિ દુર્લભ, वक्ता-ઉપદેશ કરનાર, कुशलः-હુશિઆર, अस्य-આ આત્માનો लब्धा જ્ઞાન દૃષ્ટિથી સમજનાર, आश्चर्यः-દુર્લભ, ज्ञाता યથાર્થ જાણનાર कुशलानुशिष्टः-હુશિઆર આચાર્યથી ઉપદેશ કરાએલા.

( આ પ્રમાણે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં બીજા અધ્યાયના ૨૯ મા શ્લોકમાં કહ્યું છે. आश्चर्यवत्पश्यति વગેરે )

અર્થ—ઘણા લોકો આ આત્મજ્ઞાન શ્રવણ કરતા નથી. ( અથવા તેમના ભાગ્યમાં શ્રવણ કરવાનો પ્રસંગ મળતોજ નથી.) વળી ઘણા ખરા આત્મા વિષે કથાઓ સાંભળે છે, પણ આત્માના યથાર્થ રૂપને જાણતા નથી. આત્મા વિષે કથા કરનાર અતિ દુર્લભ છે. વળી આત્માને જાણી તે પ્રમાણે વર્તનાર કોઇકજ હોય છે. વળી કોઇ આચાર્યે ઉપદેશ કર્યો હોય છતાં, તે આત્માના યથાર્થ સાક્ષાત્કારને કોઇક વિરલ મનુષ્યજ પામે છે.

## આત્મા બુદ્ધિનો વિષય નથી.

**ननरेणावरेणप्रोक्तएषसुविज्ञेयोबहुधाचिन्त्यमानः**
**अनन्यप्रोक्तेगति रत्रनास्त्यणीयान्ह्यतर्क्यमणुप्रमाणात्**

અન્વય—न -નહિ, नरेण–માણસથી, अवरेण–આત્માના યથાર્થ જ્ઞાન રહિત प्रोक्त–ઉપદેશ કરાય છે, एष આ આત્મા सुविज्ञेयः–સારી રીતે ઓળખવા યોગ્ય છે, बहुधा–અનેક રીતે, चिन्त्यमानः–ધારી લે છે, अनन्यप्रोक्ते અદ્વૈત સ્વરૂપે જેનો ઉપદેશ થાય છે, गतिः–બીજો દેહ ધારણ કરવા રૂપ ગતિ, अत्र–આ આત્મામાં, नास्ति–રહેતી નથી. अणीयान्–ઝીણામાં ઝીણો हि–કારણ કે, अतर्क्य

વિચારથી જાણવા લાયક નથી, अणुप्रमाणात्–તે ઘણોજ ઝીણો હોવાથી,

અર્થ—આત્મા જેવા તેવા માણસથી ઓળખી શકાતો નથી, કારણકે તેઓ આત્માનું ચિન્તન બહુ બહુ પ્રકારે કરે છે. પણ જયારે અદ્વૈત ભાવ જાણનારા ગુરૂ તરફથી આત્માનો ઉપદેશ થાય છે, ત્યારે કોઇપણ પ્રકારની શંકાને સ્થાન રહેતું નથી. કારણ કે આત્મા અતિ ઝીણો હોવાથી તે વિચારનો વિષય બનતો નથી.

## ગુરૂની જરૂર છે

**नैषातर्केणमतिरापनेयाप्रोक्तान्येनैवसुज्ञानायप्रेष्ठ। यान्त्वमापःसत्यधृतिर्बतासित्वादृङ्नोभूयान्नचिकेतः प्रष्टा**

અન્વય—न–નહિ, एषा–આ, मति–બુદ્ધિ, तर्केण કલ્પનાથી, आपनेया પ્રાપ્ત થાય છે, प्रोक्ता–કહેવાએલી, अन्येन–નાસ્તિક ન હોય એવા આસ્તિક ગુરૂથી एव–જ सुज्ञानाय–આત્મજ્ઞાન માટે, प्रेष्ठ હે પ્રિય ભાઇ ! यां જે મતિને, त्वं તું. आपः મેળવે છે, सत्य धृति સત્યથી ધીરજ વાળો, बत દયાપાત્ર, असि તું છે, त्वदृक् તારા જેવો नः–અમને, भूयात्–થાઓ, नचिकेतः હે નચિકેતા ! प्रष्टा પ્રશ્ન કરનાર શિષ્યરૂપે. ૯

અર્થ—"હે ભાઇ! તેં જે પૂછ્યું, તે આત્મજ્ઞાન બુદ્ધિથી સમજાય તેમ નથી, પણ બ્રહ્મનિષ્ઠ ગુરૂ સમજાવે ત્યારે તે સમજવાને સુલભ થઇ પડે છે. તું સત્ય (આત્માને) જાણવાની ઇચ્છાવાળો છે, તારા જેવો શિષ્ય કોઇકજ હોવો જોઇએ, (હે ભાઇ! તારા જેવો અધિકારી શિષ્ય મળવો દુર્લભ છે.)

## નચિકેતાના અધિકારીપણા વિષે.

जानाम्यहꣳशेवधिरित्यनित्यंनह्यध्रुवैःप्राप्यतेहिध्रुवन्तत्। ततोमयानचिकेतश्चितोऽग्निरनित्यैर्द्रव्यैःप्राप्तवानस्मिनित्यम् ।१०।

અન્વય—जानामि હું જાણું છું, अहं હું, शेवधि કર્મનાં ફળ રૂપ સુખ, इति એમ अनित्यं નાશવંત न નહિ हि કારણ કે, ध्रुवं નિત્ય, तत् તે કર્મનું ફળ, ततः તેથીજ, मया મારાથી, नचिकेत હે નચિકેતા! चित મેળવ્યું છે, अग्नि સ્વર્ગની પ્રાપ્તિ કરવનાર અગ્નિ अनित्यैः નાશવન્ત द्रव्यै પશુ ધનથી, प्राप्तवान् મેળવેલું, (મેળવનાર) अस्मि છું, नित्यम् કાયમનું,

અર્થ—યમરાજા—"હું જાણું છું કે સંસારિક સુખ અતિશય નાશવંત છે, કારણકે નાશવંત વસ્તુથી અવિનાશી પદની પ્રાપ્તિ થતી નથી, નિત્ય (આત્મસુખ)

અનિત્યથી (યજ્ઞયાગાદિ કર્મથી) મળતુંજ નથી, આમ જાણવા છતાં હે નચિકેતા ! મેં પશુ વગેરે નાશવંત પદાર્થોથી. ઘણા કાળ સુધી ચાલુ રહે એવી યમની પદ્દી મેળવી છે. (પણ હું મોક્ષપદ મેળવી શક્યો નથી.)"

**कामस्याप्तिञ्जगतःप्रतिष्ठांक्रतोरनन्त्यमभयस्यपारम् ।**
**स्तोमंमहदुरुगायम्प्रतिष्ठान्दृष्ट्वाधृत्याधीरोनचिकेतोऽ-**
**त्यस्राक्षीः ।११।**

**અન્વય**—कामास्य કામનાની आप्तिम् પૂર્ણતા जगतः જગતના, प्रतिष्ठां આધારને, क्रतो ઉપાસનાનું अनन्त्यम् અનન્ત ફળ, अभयस्य ભય રહિત પણાના, पारं અન્તને, स्तोमं સ્તુતિ કરવા યોગ્ય, महत् અણિમા વગેરે સિદ્ધિ-ઓથી મોટું, उरुगायं સર્વ શાસ્ત્ર જેનાં વખાણનાં ગીતો ગાય છે, प्रतिष्ठां આશ્રયરૂપ, दृष्ट्वा જાણીને, धृत्या નિશ્ચ-યપણાથી, ધીર બુધ્ધિ વાળા, नचिकेतः હે નચિકેતા ! अत्यस्राक्षी તેં ત્યાગ કર્યો છે.

**અર્થ**—યમરાજા-"હે નચિકેતા ! જો કે તેં યજ્ઞનું ફળ જોયું છે, જે બ્રહ્માના કાયમને માટે સ્થાનક રૂપ છે, જે (યજ્ઞ) કરવાથી સર્વ કામનાઓ પૂર્ણ થાય છે, અને જે (યજ્ઞ) જગત્‌ને આધાર રૂપ છે, જેથી (યજ્ઞથી) સર્વ પ્રકારના ભયનો અન્ત આવે છે, જે વખાણવા લાયક

છે, મોટું કામ છે, ને સર્વ શાસ્ત્ર તેનાં એક અવાજે વખાણનાં ગીતો ગાય છે, (ને જે આત્માની સ્થિતિ રૂપ છે) यज्ञो वै विष्णुः યજ્ઞ વિષ્ણુ રૂપ છે. છતાં દઢતાથી હે નચિકેતા ! તેં તેનો ત્યાગ કર્યો છે.

## આત્મ સ્વરૂપનું વર્ણન

**तन्दुर्दर्शंगूढमनुप्रविष्टंगुहाहितंगह्वरेष्ठम्पुराणम्। अध्या त्मयोगाधिगमेनदेवंमत्वाधीरोहर्षशोकौजहाति।१२।**

**અન્વય**—तम् તે આત્માને, दुर्दर्शम् ચિત્તની સ્થિરતા વિના નહિ જાણી શકાય તેવા, गूढम् માયાથી ઢંકાએલા अनुप्रविष्टम् કાર્યરૂપ જગત્માં વ્યાપક, गुहाहितम् બુધ્ધિમાં રહેલ, गह्वरेष्ठम् રાગદ્વેષના સમૂહમાં પ્રવૃત્તિ કરનાર पूराणम् સનાતન, अध्यात्म योगाधि गमेन નિદિધ્યાસથી મેળવી શકાય તેવું धीरः બુધ્ધિવાળા લોકો. हर्ष शोकौ હર્ષ તેમજ શોકને जहाति ત્યાગ કરે છે,

**અર્થ**—યમરાજા-"તે આત્મા જોઇ શકાય તેવો નથી, જે સર્વ કાર્યરૂપ જગતમાં કારણ રૂપે છૂપાએલો છે. (જેમ બંગડીરૂપી કાર્યમાં સોનારૂપી કારણ છુપાઇ જાય છે તેમ) જે આત્માની હૃદયરૂપી ગુફામાં બુદ્ધિથી

પ્રતીતિ થાય છે, રાગદ્વેષરૂપ અનર્થને ગતિ આપવામાં કારણરૂપ તેજ છે.

જે આદિથી અન્ત સુધી અનન્તરૂપે સભર ભર્યો છે. ને જે આત્માની સમાધિમાં પ્રાપ્તિ કરીને ધીરપુરૂષો હર્ષ તથા શોકને ત્યાગી દે છે.

સાર—આત્મજ્ઞાન થયા પછી બહારના વિષયો હર્ષ કે શોક પેદા કરી શકતા નથી કારણકે આત્મજ્ઞાની જાણે છે કે એમ થવું તે આત્મ ધર્મ છે. આવા વિચારથી મમત્વભાવ છૂટી જવાથી દુઃખ સુખનાં કારણ થતા નથી.

## આનન્દ પ્રાપ્તિનું સાધન (આત્મજ્ઞાન)

**एतच्छ्रुत्वासम्परिगृह्यमर्त्यःप्रवृह्यधर्म्यमणुमेतमाप्य। स मोदतेमोदनीयꣳहिलब्ध्वाविवृतꣳसद्मनचिकेतसंमन्ये॥**

અન્વય—एतत् આ આત્મ તત્વને, श्रुत्वा સાંભળીને संपरिगृह्य મનન કરીને मर्त्यः માણસ प्रवृह्य તે સાથે એકાકાર થઈને (નિદિધ્યાસ કરીને) धर्म्यं ધર્મરૂપ, अणु સૂક્ષ્મ, एतम् આ આત્માને, आप्य પ્રાપ્ત કરીને, स તે मोदते આનંદ પામે છે, मोदनीयं આનંદ આપવા યોગ્ય, हि કારણ કે, लब्ध्वा મેળવીને. विवृतं ખુલ્લું (અટકાવ રહિત) सद्म ઘર, नचिकेतसं તું (નચિકેતા) ને, मन्ये માનું છું.

**અર્થ**—યમરાજા-"જે માણસ આ આત્મતત્ત્વનું શ્રવણ, મનન, તથા નિદિધ્યાસ કરીને ધર્મ સ્વરૂપ, સૂક્ષ્મ આત્માનો અપરોક્ષ લાભ મેળવે છે, તે પરમ આનંદ રૂપ આત્મરૂપ પામીને જીવન સાર્થક કરે છે, હે નચિકેતા! તું આ બ્રહ્માત્મક ઘરમાં કોઇપણ રોકાણ સિવાય પ્રવેશ કરવાને લાયક છું, એમ માનું છું."

अन्यत्रधर्म्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् ।
अन्यत्रभूताच्चभव्याच्चयत्तत्पश्यसितद्वद ॥१४॥

**અન્વય**—अन्यत्र બીજું, धर्मात् ધર્મથી, अन्यत्र જૂદું अधर्मात् અધર્મથી, अन्यत्र જૂદું, अस्मात् कृता कृतात् આ કારણ તથા કાર્યથી, अन्यत्र જૂદું, भूतात् પંચ મહાભૂતથી, च અને भव्यात् થનાર વસ્તુઓથી, च અને, यत् જે तत् તે આત્માને, पश्यसि તું જોઇ રહ્યો છે, तत् તે, આત્મતત્ત્વ, वद (મને) કહો.

**અર્થ**—નચિકેતા-"ધર્મ અધર્મ, કારણ કાર્ય, ભૂત ભવિષ્ય, થી જૂદું જે આત્મતત્વ આપ જોઈ રહ્યા છો, તે મને કહો."

## બ્રહ્મજ્ઞાન માટે સાધન.

सर्व्वेवेदायत्पदमामनन्तितपाꣳसिसर्व्वाणिचयद्वदन्ति ।
यदिच्छन्तोब्रह्मचर्य्यञ्चरन्तितत्तेपदꣳसंग्रहेणब्रवीम्यो-
मित्येतत् ॥१५॥

**અન્વય**—सर्वे બધા, वेदाः વેદો, यत् જે, पदम् પદને आमनन्ति પ્રતિપાદન કરે છે, तपांसि તપ, દાન, યજ્ઞ વગેરે કર્મ, सर्वाणि સઘળાં च અને, यत् જે પદને, वदन्ति (ચિત્ત શુદ્ધ કરવા જરૂરનાં છે એવું) કહે છે, यत् જે, પદને, इच्छन्तः ઇચ્છનારાઓ, ब्रह्मचर्यम् બ્રહ્મચર્ય चरन्ति પાળે છે, तत् पदम् તે પદ, તે તને, संग्रहेण ટુંકામાં, ब्रवीमि કહું છું. ॐ इति એમ, एतत् આ પદ.

**અર્થ**—યમરાજા-"જે શબ્દને સર્વેવેદ પ્રતિપાદન કરે છે, સર્વ કર્મો ચિત્તશુદ્ધ કરીને જે પદ પમાડે છે, જે બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છાવાળા પુરૂષો બ્રહ્મચર્ય પાળે છે, તે પરબ્રહ્મનું નામ (શબ્દથી) હું તને ટુંકામાં કહું છું. આ શબ્દ ॐ છે. (ईश्वरप्रणिधान वाचकः ॐ शब्दः) જગતના નિર્ગુણ નિયન્તા બ્રહ્મને ॐ શબ્દે કરી ઓળખાવાય છે.

## ॐ ની ઉપાસનાનું ફળ.

एतद्ध्येवाक्षरम्ब्रह्मएतद्ध्येवाक्षरम्परम् ।
एतद्ध्येवाक्षरंज्ञात्वायोयदिच्छतितस्यतत् ॥१६॥

**અન્વય**—एतत्-આ, हि નક્કી, एव-જ, अक्षरं નાશ-રહિત અક્ષર, ब्रह्म, બ્રહ્મ एतत् આ, हि નક્કી, एव જ अक्षरं નાશ રહિત, परं પર બ્રહ્મ, एतत् આ, हि નક્કી,

एव જ, अक्षरं નાશ રહિત, ज्ञात्वा જાણીને यः જે, यत् જે કાંઇ વસ્તુ, इच्छति, ઇચ્છે છે, तस्य તે ઉપાસના કરનારને, तत् તે બ્રહ્મ.

અર્થ—યમરાજા-"અક્ષર બ્રહ્મ, તથા અક્ષર પરબ્રહ્મ, તે આ શબ્દજ છે, અક્ષરને બરાબર સમજીને જે જે કામના કરવામાં આવે તે ઉપાસના કરનારને મળે છે.

**एतदालम्बनꣳश्रेष्ठमेतदालम्बनम्परम् ।**
**एतदालम्बनंज्ञात्वाब्रह्मलोकेमहीयते ॥१७॥**

અન્વય—एतत् આ आलम्बनं આશ્રય श्रेष्ठं, શ્રેષ્ઠ, एतत् આ, आलम्बनं આશ્રય परं ઉત્તમ, एतत् આ, आलम्बनं આશ્રયને, ज्ञात्वा જાણીને ब्रह्मलोके બ્રહ્મ લોકમાં, महीयते મુક્ત થાય છે.

અર્થ—આ બ્રહ્મનો આશ્રય, ઉત્તમ તેમજ સર્વોત્કૃષ્ટ છે, એ જેવા પ્રકારે સમજીને ઉપાસના કરે તેવા લોકને પામે છે. (નિર્ગુણ બ્રહ્મ સમજી ઉપાસે, તો મોક્ષ પામે છે.)

**नजायतेम्रियतेवाविपश्चिन्नायंकुतश्चिन्नबभूवकश्चित् ।**
**अजोनित्यःशाश्वतोऽयम्पुराणोनहन्यते हन्यमानेशरीरे**

અન્વય—न जायते જન્મ પામતો નથી, म्रियते મરે

છે, वा અથવા, विपश्चित् ચેતન્ય, न નહિ, अयं આ આત્મા, कुतश्चित् કોઇ પણ કારણથી, न बभूव ઉત્પન્ન થતો નથી, कश्चित् કાંઇ પણ अज જન્મ વિનાનો नित्य કાયમનો, शाश्वत ક્ષયથી રહિત, अयं આ આત્મા, पुराणः ઘણા જૂના કાળનો, न નહિ, हन्यते હણાય છે, हन्यमाने હણાઇ જવા છતાં, शरीरे શરીરથી.

અર્થ—આ આત્મા જન્મતો કે મરતો નથી, તે કશી વસ્તુમાંથી ઉત્પન્ન થતો નથી તેમજ કોઇ ચીજ તેમાંથી ઉત્પન્ન થતી નથી તે જન્મ રહિત છે, ત્રણે કાળમાં અવ્યય રૂપ છે, ઘણા જૂના કાળથી એનોએજ છે, ને (નાશવંત) શરીર સાથે નાશ પામતો નથી.

हन्ताचेन्मन्यतेहन्तुꣳहतश्चेन्मन्यतेहतम् ।
उभौतौनविजानीतोनायꣳहन्तिनहन्यते ॥१९॥

અન્વય—हन्ता મારી નાખનાર, चेत् જો मन्यते માને છે, हन्तुम् હણવાને हतः હણાએલો, चेत् જો मन्यते માને છે, हतं પોતાને મરાએલો उभौ આ બન્ને, तौ તે, न નહિ, विजानीतः જાણે છે, न નહિ, अयं આ, हन्ति હણે છે, न નહિ हन्यते હણાય છે.

અર્થ—જો મારી નાખનાર એમ માને કે હું આને મારૂં છું, તેવીજ રીતે મરાએલો એમ માને કે હું હણા-

એલો છું. તો તે બન્ને પક્ષ માનનારો માણસ જાણતો નથી કે આત્મા કોઇનો નાશ કરતો નથી તેમ કોઇથી પોતે નાશ પામતો નથી. (આ બન્ને શ્લોકો ભગવદ્ગીતામાં બીજા અધ્યાયના ૧૯ તથા ૨૦ મા શ્લોકમાં આવી જાય છે.)

**अणोरणीयान्महतोमहीयानात्मास्यजन्तोर्निहितोगुहायाम् । तमक्रतुःपश्यतिवीतशोकोधातुःप्रसादान्महिमानमात्मनः ॥२०॥**

**અન્વય**—अणोः સૂક્ષ્મ કરતાં, अणीयान् સૂક્ષ્મ महतः મોટી વસ્તુ કરતાં, महीयान् મોટો, आत्मा આત્મા, अस्य આ, जन्तोः પ્રાણી માત્રના, निहितः મૂકેલો છે. गुहायाम् હૃદય રૂપ ગુફામાં, तं તેને, अक्रतुः નિષ્કામ ચિત્તવાળો पश्यति આત્માને અનુભવે છે, वीतशोकः જન્મ મરણના શોકથી રહિત, धातुः ઇન્દ્રિયોને બળ આપનાર આત્માના प्रसादात् કૃપાથી, महिमानम् મહિમાને, आत्मनः પોતાના.

**અર્થ**—આત્મા ઝીણામાં ઝીણો, તેમજ મોટામાં મોટો છે. વળી જીવ પ્રાણીના હૃદયમાં ભરેલો છે, (આત્મા સર્વ વ્યાપક છે. પણ માત્ર હૃદયમાંજ તેની પ્રતીતિ થાય છે) શોક રહિત, તથા (જ્ઞાનથી) શાન્ત ઇન્દ્રિયોવાળા તે આત્માના મહિમાને જાણે છે.

**आसीनोदूरंव्रजतिशयानोयातिसर्व्वतः ।**
**कस्तम्मदामदन्देवंमदन्योज्ञातुमर्हति ॥२१॥**

**અન્વય**—आसीनः બેઠેલાં (છતાં) दूरं, व्रजति જાય છે, शयानः સૂતેલા (છતાં) याति જાય છે, सर्वतः સર્વ સ્થળે, कः કોણ, तं તે આત્માને, मदामदम् ધન તથા વિદ્યાના મદાવાળો છતાં મદ વિનાનો, देवं આત્માને, मदन्यः મારા સિવાય બીજો ज्ञातुम् ઓળખવાને, अर्हति યોગ્ય છે.

**અર્થ**—તે આત્મા જાગ્રત અવસ્થામાં સંકલ્પથી (શરીર બેઠું હોય છતાં) દૂર જાય છે, ને સ્વપ્નામાં (શરીર સૂતું હોય છતાં) સર્વ જગાએ જઈ શકે છે. તેમજ બહિર્મુખ થાય ત્યારે ધન, વિદ્યાના મદવાળો છતાં, વાસ્તવિક જોતાં મદ વિનાનો છે. (જેમ જીભ ઘી ખાવા છતાં પણ ચીકણી થતી નથી તેમ) તેને ઓળખવા મારાવિના બીજું કોણ સમર્થ છે?

**अशरीरंशरीरेष्वनवस्थेष्ववस्थितम् ।**
**महान्तं विभुमात्मानंमत्वाधीरोनशोचति ॥२२॥**

**અન્વય**—अशरीरं સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ, શરીર વિનાનો, शरीरेषु શરીરમાં अनवस्थेषु નાશવન્ત, अविस्थितं રહેલો, महान्तं મહાન, विभुम् સર્વ વ્યાપક પ્રભુને, आत्मा-

नम् આત્માને मत्वा અનુભવમાં લઇને धीरः જ્ઞાની, न नाह शोचति શોક કરે છે.

અર્થ—ત્રણ શરીર (સ્થૂલ, સૂક્ષ્મ, તથા કારણ) થી પર, નાશવંત શરીરમાં રહેલા, આ મહાન્ પ્રભુને સર્વ વ્યાપક સમજીને જ્ઞાનથી અનુભવી થએલા પુરૂષો શોક કરતા નથી.

**नायमात्माप्रवचनेनलभ्योनमेधयानबहुनाश्रुतेन।**
**यमेवैषवृणुतेतेनलभ्यस्तस्यैषआत्मावृणुतेतनूंस्वाम्**

. અન્વય—न નહિ अयं આ आत्मा આત્મા, प्रवचनेन વેદાધ્યયનથી, लभ्यः સમજાય છે. न નહિ, मेधया, બુદ્ધિથી. न નહિ, बहुना ઘણું श्रुतेन શ્રવણ કરવાથી, यम् જેને, एव જ, एषः આ મોક્ષની ઇચ્છાવાળો, वृणुते ભજે છે, तेन અપરોક્ષ અનુભવવાળાને, लभ्यः પ્રાપ્ત થાય છે, तस्य તેવા ભક્તને एष આ, आत्मा આત્મા, वृणुते પસંદ કરે છે. (દર્શન દે છે) तनूं સ્વરૂપનું स्वाम् પોતાના.

અર્થ—આ આત્મા પ્રવચનથી પ્રાપ્ત થતો નથી, તેમજ (ચંચળ) બુદ્ધિથી કે શાસ્ત્ર વાંચવાથી અનુભવાતો નથી, પણ મોક્ષની ઇચ્છાવાળો જે પુરૂષ અભેદ ભાવે ઉપાસના કરે છે, તેનેજ તે આનંદ સ્વરૂપ આત્મા દર્શન દેછે. (અનુભવમાં આવે છે.)

**नाविरतोदुश्चरितान्नाशान्तोनासमाहितः ।**
**नाशान्तमानसोवापिप्रज्ञानेनैनमाप्नुयात् ॥२४॥**

અન્વય—न–નહિ, अविरत–અટકેલો; दुश्चरितात्–દુષ્ટ આચરણમાંથી, न–નહિ, अशान्तः–શાન્તિ વિનાનો, न–નહિ, असमाहितः–ભખળેલા મનવાળો न–નહિ, अशान्त मानसः–મનની ભખળેલી લલોપતાવાળો, वा–અથવા, अपि–પણ प्रज्ञानेन, પરમ જ્ઞાનથી (અનુભવથી) एतम्–એ આત્માને, आप्नुयात् મેળવવો જોઇએ (અનુભવવો જોઇએ.)

અર્થ—જેણે દુષ્ટ કર્મ તજ્યાં નથી, ઇંદ્રિઓ કબજે રાખી નથી જેણે બુદ્ધિથી મનને એકાગ્ર કર્યું નથી, તે પરમાત્માને પામી શકતો નથી, પણ કેવળ અનુભવથી જ સત્ય સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે.

**यस्यब्रह्मचक्षत्रञ्चउभेभवतओदनः ।**
**मृत्युर्यस्योपसेचनंकइत्थावेदयत्रसः ॥२५॥**

અન્વય—यस्य જે કાલ સ્વરૂપ પરમાત્માને, ब्रह्म બ્રાહ્મણ, च તથા, क्षत्रं ક્ષત્રિય, च તથા, उभे બન્ને, भवतः થાય છે, ओदनः ખોરાક, मृत्युः હું યમ પણ, यस्य જેના उपसेचनं શાકરૂપે कः કોણ, इत्था આ પ્રમાણે वेद જાણે છે, यत्र જે પરમ ચેતન સ્વરૂપમાં, सः તે ઇશ્વર (વ્યાપક છે.)

**અર્થ**—જે રૂદ્રરૂપ પરમાત્માને બ્રાહ્મણ, તથા ક્ષત્રિય એમ બન્ને ભોજન રૂપ છે, તથા હું યમ રાજા પણ શાક રૂપ છું. તે આત્માને હું જાણું છું તેમ બીજો કોણ જાણવા સમર્થ છે?"

(યમ રાજા શાક રૂપ છે, એ બે રીતે ઘટાવી શકાય છે (૧) ક્ષત્રિયો તેમજ બ્રાહ્મણો જેમ મરણ ધર્મવાળા છે, તેમ હું યમ પણ રૂદ્ર ભગવાન રૂપ આત્માનો શાક રૂપ ખોરાક છું. (૨) જગતનું ભક્ષણ કવા તૈયાર થએલા પરમાત્માને મદદ કરવા હું શાક રૂપ થાઉં છું. એટલે શાકની મદદથી ખાદ્ય પદાર્થો સારી રીતે ખવાય છે તેમ યમરાજાની મદદથી રૂદ્ર રૂપ પરમાત્મા જગત્નો સંહાર કરે છે.

## તૃતીયવલ્લી.

### આ દેહે કરેલાં કર્મનું ફળ ભોગવનાર કોણ?

**ऋतंपिबन्तौसुकृतस्यलोकेगुहाम्प्रविष्टौपरमेपरार्द्धे ।**
**छायातपौब्रह्मविदोवदन्तिपञ्चाग्नयोयेचत्रिणाचिकेताः**

**અન્વય**—ऋतं નક્કી, ( ભોગવવારૂપ ફળને) पिबन्तौ ભોગવતા, सुकृतस्य-પોતે કરેલાં શુભ કર્મના, लोके આ લોકમાં, गुहांप्रविष्टौ હૃદયરૂપ ગુફામાં રહેલા, परमे અતિ સુંદર, परार्द्ध પરબ્રહ્મના સ્થાન વિષે, छायातपौ છાયા તડકા

રૂપે, ब्रह्मविदः બ્રહ્મજ્ઞાની ઋષિઓ, वदन्ति કહે છે. पञ्चाग्नयः પંચાગ્નિ રાખનાર અગ્નિ હોત્રી ગૃહસ્થાશ્રમીઓ, ये જે च અને, त्रिणाचिकेताः નાચિકેતરૂપ અગ્નિની ઉપાસના કરેલી છે તેઓ.

અર્થ—આ શરીરથી પરબ્રહ્મની સ્થિતિ પર્યન્ત નિવાસ કરી રહેલા, (એવા) હૃદયરૂપ ગુફામાં જેનો અનુભવ થાય છે, ને જે સારાં કર્મના ભોક્તા છે. તે બન્નેને (જીવ તથા ઇશ્વરને) છાયા તડકાની ઉપમા આપવામાં આવે છે. (ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સભ્ય, તથા આવસથ્ય) આ પાંચ અગ્નિપૂજક ગૃહસ્થાશ્રમીઓ, તેમજ ત્રિણાચિકેત નામના અગ્નિ પૂજકો પણ એમજ કહે છે. (જેમ તડકા વિના છાંયો હોય નહિ. તથા બિમ્બ વિના પ્રતિબિમ્બ હોય નહિ—એટલેકે તે બંને સાથેજ હોય, તેમ આત્મા મૂળ બિમ્બ છે. ને જીવ તેનું પ્રતિબિમ્બ (ઓળો) છે.)

यःसेतुरीजानानामक्षरम्ब्रह्मयत्परम् ।
अभयंतितीर्षताम्पारंनाचिकेतꣳशकेमहि ॥२॥

અન્વય—यः જે નચિકેતારૂપ વિરાટ અગ્નિ, सेतुः આ સંસારિક દુઃખોને તરવાના ઉપાયરૂપ ईजानानां તેના પૂજકોને, अक्षरं નાશ રહિત, ब्रह्म બ્રહ્મ, यत् જે परम्

શ્રેષ્ઠ, अभयं ભય રહિત, तितीर्षतां તરવાની ઇચ્છાવાળાને पारं મોક્ષ પદને नाचिकेतं નાચિકેત અગ્નિને, शकेमहि શક્તિમાન છીએ.

અર્થ—જે નચિકેતા અગ્નિ, પૂજન કરવાની વસ્તુમાં સૌથી શ્રેષ્ઠ છે, ને જે અક્ષર રૂપ પરમ બ્રહ્મ છે, અને આ દુઃખરૂપ સંસારને પાર કરવાને અભયરૂપ છે, તેને અમે (બન્ને) જાણીએ છીએ.

आत्मानꣳरथिनंविद्धिशरीरꣳरथमेवतु ।
बुद्धिन्तुसारथिंविद्धिमनःप्रग्रहमेवच ॥३॥

અન્વય—आत्मानं સૂક્ષ્મ શરીરાભિમાની જીવને, रथिनं સંસારથી મોક્ષ પર્યન્ત ભટકનાર, विद्धि જાણી લે शरीरं દેહને, रथं રથ, एव જ तु વળી बुद्धि બુદ્ધિને तु વળી, सारथि શરીરરૂપ રથનો હાંકનાર, विद्धि જાણી લે, मन મનને, प्रग्रहं લગામ, एव જ च અને.

અર્થ—સૂક્ષ્મ શરીરાભિમાની જીવને તું રથમાં બેસનાર, તથા શરીરને રથ, બુદ્ધિને સારથિ, અને મનને લગામ, જાણીલે.

इन्द्रियाणिहयानाहुर्विषयाꣳस्तेषुगोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तम्भोक्तेत्याहुर्मनीषिणः ॥४॥

**અન્વય**—इन्द्रियाणि બહિર્મુખ ઇન્દ્રિયો, हयान् ઘોડા રૂપે, आहुः કહેલી છે, विषयान् શબ્દાદિ પાંચ વિષયો, तेषु તેમાં. गोचरान् માર્ગ, आत्मेन्द्रियमनोयुक्तम् મન તથા ઇન્દ્રિયોનો અભિમાની સૂક્ષ્મ દેહધારી જીવ, भोक्ता સુખ દુઃખનો ભોગવનાર इति એમ, आहुः કહે છે, मनीषिणः વિચાર કરનારા વિવેકીઓ.

**અર્થ**—ઇંદ્રિયો ઘોડા રૂપે છે, અને (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ) પાંચ વિષય તેના રસ્તાઓ છે, બ્રહ્મચિન્તન કરનાર અધિકારીઓ કહે છે કે, શરીર ઇન્દ્રિય, તથા મનનો અધિષ્ઠાતા આત્મા (સૂક્ષ્મ શરીરાભિમાની જીવ) ભોક્તા છે.

**यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेनमनसासदा ।**
**तस्येन्द्रियाण्यवश्यानिदुष्टाश्वाइवसारथेः ॥५॥**

**અન્વય**—यः જે, तु વળી, अविज्ञानवान् ઇન્દ્રિયોને વિષયમાં દોડતાં અટકાવવાના જ્ઞાન વિનાનો, भवति હોય છે. अयुक्तेन અંકુશથી રહિત, मनसा મનવડે. सदा હમેશાં तस्य તેની इन्द्रियाणि ઇન્દ્રિયો, अवश्यानि કબજે રહેતી નથી, दुष्टाश्वाः ખરાબ ઘોડાઓ, इव ની પેઠે, सारथेः હાંકનારના.

અર્થ—જેનું મન અંકુશ રહિત છે, ને ઇન્દ્રિયોને વિષયોમાં પ્રવૃત્તિ કરતાં રોકી શકતું નથી, તેની ઇન્દ્રિયો ઘોડા કબજે રાખવામાં નિર્બળ સારથિના દુષ્ટ ઘોડાઓની માફક વશ રહેતી નથી.

**यस्तुविज्ञानवान्भवतियुक्तेनमनसासदा ।**
**तस्येन्द्रियाणिवश्यानिसदश्वाइवसारथेः ॥६॥**

અન્વય—यः જે, तु વળી विज्ञानवान् બહિર્મુખ ઇન્દ્રિયોને રોકવાના જ્ઞાનવાળો, भवति હોય છે. युक्तेन નિગ્રહવાળા, मनसा મનથી, सदा નિત્ય तस्य તેની, इन्द्रियाणि ઇન્દ્રિયો, वश्यानि મનના કબજામાં રહે છે सदश्वा સારા ઘોડાઓ, इव પેઠે, सारथेः રથ ચલાવનારના.

અર્થ—બુદ્ધિરૂપ સારથિથી કબજે કરાએલા મનથી જે જીવાત્મા વિવેકી હોય છે, તેમને, જેમ સારા ઘોડાઓ સારથિના કબજામાં રહે છે, તેમ ઇન્દ્રિયો વશ વર્તે છે. (મર્યાદામાં રહે છે.)

**यस्त्वविज्ञानवान्भवत्यमनस्कःसदाऽशुचिः ।**
**नसतत्पदमाप्नोतिसंसारश्चाधिगच्छति ॥७॥**

અન્વય—यः જે, तु વળી, अविज्ञानवान् પરમાત્માના જ્ઞાન વિનાનો, भवति હોય છે, अमनस्कः મનો

નિગ્રહ વિનાનો સદા નિત્ય, अशुचिः અપવિત્ર ( પાપના વિચારવાળો ) न નહિ, सः તે, तत् તે બ્રહ્મને आप्नोति મેળવે છે, संसारंच અને જન્મ મરણવાળા સંસારમાં, अधिगच्छति પામે છે. (આવી પડે છે.)

અર્થ—જે માણસ મનના નિગ્રહ વિનાનો સદા દુરાચારી હોય છે, ને મનને પાછું વાળી આત્મ સાક્ષાતકાર કરેલો ન હોય તેવો માણસ, (જન્મ મરણના દુઃખવાળો) સંસાર પામે છે.

**यस्तुविज्ञानवान्भवतिसमनस्कःसदाशुचिः ।**
**सतुतत्पदमाप्नोतियस्माद्भूयोनजायते ॥८॥**

અન્વય—यः જે, तु વળી, विज्ञानवन् જ્ઞાની થઇને भवति-છે, समनस्कः મન કબજે કરેલો (મનોનિગ્રહવાળો) सदा કાયમ, शुचिः પવિત્ર, (શુધ્ધ ચિત્તવાળો) सः તે तु જ, तत् તે બ્રહ્મપદને, पदम् પદને (સ્થાનને) आप्नोति પામે છે, यस्मात् જે પદ મેળવ્યા પછી, भूयः ફરીથી, न નહિ, जायते જન્મ પામે છે.

અર્થ—વળી જે આત્મજ્ઞાનીઓ પોતાના મનને આત્મમુખ કરી કબજે રાખી, સદા પવિત્ર રહ્યો હોય, તે એવા (નિર્વાણ) સ્થાનને પામે છે કે જ્યાંથી (તે પદ પામ્યા પછી) જન્મ મરણ થતાં નથી.

विज्ञानसारथिर्यस्तुमनःप्रग्रहवान्नरः ।
सोऽध्वनःपारमाप्नोतितद्विष्णोःपरमंपदम् ।।९।।

**અન્વય**—विज्ञानसारथिः પરમ જ્ઞાનવાળી બુદ્ધિવાળો, यः જે तु વળી, मनः प्रग्रहवान् મનરૂપી દોરીવાળો, नरः પંડિત, सः તે अध्वनः માર્ગના, पारं અન્તને, आप्नोति પામે છે, तत् તે સ્થાન, विष्णोः પરબ્રહ્મનું परमम् ઉત્તમ, पदम् સ્થાન (છે,)

**અર્થ**—વળી જે માણસનો બુદ્ધિરૂપ સારથિ વિવેકી છે, ને જેનું મન વેદ વિહિત કર્મમાં જોડાયું છે. તેજ માણસ વિષ્ણુ ભગવાનના પરમ પદે પહોંચવાના માર્ગનો પાર પામે છે.

## પ્રાપ્ત કરવા યોગ્ય બ્રહ્મનું વર્ણન.

इन्द्रियेभ्यःपराह्यर्थाअर्थेभ्यश्चपरंमनः ।
मनसस्तुपराबुद्धिर्बुद्धेरात्मामहान्परः ।।१०।।

**અન્વય**—इन्द्रियेभ्यः ઇન્દ્રિયો કરતાં, पराः ઉત્તમ (ચડતા) हि નક્કી अर्था વિષયો, अर्थेभ्यः વિષયો કરતાં च અને, परं ઉત્તમ, मनः મન, मनसः મન કરતાં, तु વળી, परा ઉત્તમ, बुद्धि નિશ્ચય કરનારી બુદ્ધિ છે. बुद्धे મનુષ્ય બુધ્ધિ કરતાં आत्मा ઇશ્વર બુધ્ધિ, महान् મોટું पर ઉત્તમ (વ્યષ્ટિ ગત બુધ્ધિ કરતાં મહદાત્મા શ્રેષ્ટ છે)

**અર્થ**—ઇંદ્રિયો કરતાં તેના વિષયો બળવાન છે, ને વિષયો કરતાં મન બળવાન છે. મન કરતાં બુદ્ધિ બળવાન છે, ને બુદ્ધિ કરતાં મહદાત્મા વધારે બળવાન છે.

**महतःपरमव्यक्तमव्यक्तात्पुरुषःपरः ।**
**पुरुषान्नपरंकिञ्चित्साकाष्ठासापरागतिः ॥११॥**

**અન્વય**—महतः સમષ્ટિની બુદ્ધિ કરતાં, परं ઉત્તમ अव्यक्तं જગત્‌ના બીજ રૂપ કારણ ( **અવ્યક્ત માયા** ) अव्यक्तात् અવ્યક્ત માયાથી, पुरुषः પરમાત્મા, परः ઉત્તમ, पुरुषात् આત્મા કરતાં, न નહિ, परं શ્રેષ્ટ, किंचित् કાંઇ પણ सा તે આત્મરૂપ काष्ठा આશ્રય સ્થાન, सा તે, परा ઉત્તમ गतिः જવા જેવું સ્થાન છે.

**અર્થ**—મહત્, એટલે સમષ્ટિ રૂપ બુદ્ધિ કરતાં, વધારે ઉત્તમ અવ્યકત માયા છે, અવ્યકત કરતાં ઉત્તમ પરમાત્મા છે. આ પરમાત્મા (જેને પુરૂષ કહેવામાં આવે છે ને જે સાના અંતરાત્મા રૂપ છે.) તેના કરતાં કોઈ પણ વસ્તુ ઉચ્ચ દરજ્જાની નથી, માટે તે પુરૂષને જાણવો તેજ ઉત્તમ જ્ઞાન છે, (તેનાથી બીજું કાંઇ જાણવા જેવું નથી.) એ ઓળખ્યા પછી જન્મ મરણ રહેતાં નથી.

**एषसर्व्वेषु भूतेषु गूढोऽऽत्मा न प्रकाशते ।**
**दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥१२॥**

**અન્વય**—एषः આ, सर्वेषु કીડીથી બ્રહ્મલોક પર્યન્ત भूतेषु પ્રાણીઓમાં, गूढः અજ્ઞાનરૂપ માયાથી ઢંકાએલો, आत्मा આત્મા, न નહિ, प्रकाशते દૃશ્ય દેખાય છે, तु વળી अग्र्यया મુખ્ય बुद्ध्या બુધ્ધિથી, सूक्ष्मया ઝીણી બાબતો સમજવા યોગ્ય, सूक्ष्मदर्शिभिः સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુના વિચાર કરનાર વિવેકીથી.

**અર્થ**—તે આત્મા જીવ પ્રાણી માત્રમાં ગૂઢ રહેલ હોવાથી પ્રત્યક્ષ જોવામાં આવતો નથી, પણ ગુરૂએ ઉપદેશેલા મહાવાકયથી, સૂક્ષ્મ દૃષ્ટિવાળાને એકાગ્ર વિચારથી, તે આત્માનો સાક્ષાત્કાર (દર્શન) થાય છે.

**यच्छेद्वाङ्मनसि प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।**
**ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि १३**

**અન્વય**—यच्छेत् સમર્પણ કરવી, वाच् વાણીને, मनसि મનમાં, प्राज्ञः જ્ઞાનીએ, तत् તે મનને, यच्छेत् સમર્પણ કરવું ज्ञाने આત્મજ્ઞાનમાં, आत्मनि વ્યષ્ટિરૂપ જીવમાં ज्ञानम् જ્ઞાનને, आत्मनि महति મહત્તત્વરૂપ સમષ્ટિ ઇશ્વરમાં, नियच्छेत् સમર્પણ કરવું જોઇએ, तत् તે સમષ્ટિરૂપ ઇશ્વર

यच्छेत् સમર્પણ કરવો शान्ते आत्मनि નિર્ગુણ, નિર્વિકારી, પ્રત્યક્ષ આત્મામાં.

અર્થ—જ્ઞાનીએ વાણીનો મનમાં, મનનો, જ્ઞાનમાં જ્ઞાનનો, વ્યષ્ટિ રૂપ જીવમાં ને વ્યષ્ટિ રૂપ જીવનો. સમષ્ટિ રૂપ ઇશ્વરમાં, ને સમષ્ટિ રૂપ ઇશ્વરનો, નિર્ગુણ, નિર્વિકારી પ્રત્યક્ષ આત્મામાં લય કરવો.

(જેમ ઘડીયાળ સુધારનાર ઘડીઆળનાં ચકકર ઉકેલીને જૂએ છે કે આખા ઘડીઆળમાં મૂળ ગતિ આપનાર ચકકર કયું છે? ને ઉત્તરોત્તર બીજાં ચકક-રોમાં તે ગતિ કેવી રીતે આવે છે? તેમજ જ્ઞાનીએ પોતાના દેહ રૂપ સંચામાં વિચારથી જોવું જોઇએકે વાણીનું બળ મનથી છે, ને મનનું બળ જ્ઞાન-બુદ્ધિથી છે, ને બુધ્ધિનું બળ દેહાભિમાની જીવથી છે. ને જીવનું જીવપણું પંચ ભૂતાત્મક વસ્તુને કબજે રાખનાર તથા દેહને દેહરૂપે કાયમ પોષનાર ઇશ્વરને આભારી છે, ને તે આધાર નિર્ગુણ નિર્વિકારી પ્રત્યક્ષ આત્મા છે. આ ત્રણ વસ્તુને જીવ, ઇશ્વર, ને બ્રહ્મ, તથા ક્ષર, અક્ષર ને અક્ષરાતીત પણ કહે છે.

## મોક્ષની ઇચ્છાવાળાને વેદનો ઉપદેશ.

**उत्तिष्ठतजाग्रतप्राप्यवरान्निबोधत ।**

**क्षुरस्यधारानिशितादुरत्ययादूर्गम्पथस्तत्कवयोवदन्ति**

**અન્વય**—उत्तिष्ठत ઉઠો, जाग्रत જાગો, प्राप्य પ્રાપ્ત કરીને, वरान् આત્મ જ્ઞાનીને, निबोधत આત્મજ્ઞાન જાણી લ્યો, क्षुरस्य અસ્રાની, धारा અણી (ધાર,) निशिताः તીક્ષ્ણ, दुरत्यया મેળવવી કઠિણ છે, दुर्गम् ઘણી મહેનતે મેળવી શકાય તેવી, पथः માર્ગ, तत् તે, कवयः પંડિતો, वदन्ति કહે છે.

**અર્થ**—ઉઠો, જાગો, આત્મજ્ઞાની ગુરૂને પ્રાપ્ત કરીને આત્મજ્ઞાન મેળવી લ્યો, તે આત્મજ્ઞાન મેળવવાનો રસ્તો સજ્જનોના કહેવા પ્રમાણે અસ્ત્રાની તીક્ષણ ધારની પેઠે ઘણોજ કઠિણ છે. (અસ્ત્રાનું દૃષ્ટાંત એટલા પૂરતુંજ છે કે જેમ અસ્ત્રો નકામી વસ્તુ (વાળ) દૂર કરે છે પણ કોમળ ચામડીને ઇજા ન કરતાં સુંદર બનાવે છે, તેમ આત્મ જ્ઞાન પણ પ્રતિબિંબ રૂપ માયા જે ક્ષણે ક્ષણે નાશ પામે છે. માટે નકામી છે. તેને દૂર હઠાવી પરમ બિંબ રૂપ આત્માના જ્ઞાનને ખુલ્લું કરી પરમ આનંદ આપે છે)

**अशब्दमस्पर्शमरूपमव्ययंतथाऽरसन्नित्यमगन्धवच्चयत्**
**अनाद्यनन्तम्महतःपरंध्रुवंनिचाय्यतन्मृत्युमुखात्प्र-**
**मुच्यते ॥१५॥**

**અન્વય**—अशब्दं અવાજ વિનાનું, अस्पर्शम् અડી ન શકાય તેવું, अरूपं રૂપ વિનાનું अव्ययं ફેરફાર વિનાનું, तथा તેવીજ રીતે, अरसं રસ સિવાનું, नित्यं અવિનાશી,

अगन्धवत् ગંધ વિનાનું, च અને, यत् જે अनादि આદિ વિનાનું, अनन्तम् અન્ત વિનાનું, महतः મહત્તત્વથી, परं ઉંચા દરજ્જાનું, ध्रुवम् કાયમનું અવ્યયરૂપ, निचाय्य જાણીને, तत् તે, मृत्युमुखात् મૃત્યુના મોઢામાંથી, प्रमुच्यते મુક્ત થાય છે. ( મોક્ષ પામે છે. )

**અર્થ**—અવાજ વિનાનું, સ્પર્શન થાય તેવું, રૂપ રહિત, ફેરફાર ન થાય તેવું, રસ, તથા ગંધ વિનાનું, તેમજ અવિનાશી અનાદિ અનન્ત બ્રહ્મ છે, જે મહત્ કારણથી પણ ઉંચ્યા દરજ્જાનું છે તેને જાણીને જ્ઞાનીઓ મોક્ષ પામે છે.

**नाचिकेतमुपाख्यानम्मृत्युप्रोक्तंसनातनम् ।**
**उक्त्वाश्रुत्वाचमेधावीब्रह्मलोकेमहीयते ॥१६॥**

**અન્વય**—नाचिकेतम् નચિકેતાને લીધે મળેલા, उपाख्यानं ગુરૂ શિષ્યરૂપે સંવાદ, मृत्युप्रोक्तम् યમરાજાએ કહેલા सनातनं અનન્ત કાળથી જાણીતા, उक्त्वा સંભળાવીને, श्रुत्वा સાંભળીને च અને, मेधावी બુધ્ધિવાળા ब्रह्मलोके બ્રહ્મપદને, महीयते પામે છે.

**અર્થ**—ગુરૂ શિષ્યના સંવાદ રૂપ આ નચિકેતાનું ઉપાખ્યાન, જે ઘણા કાળથી જાણીતું છે. ને જે યમરાજે કહેલું છે, તેને જે બુધ્ધિવાન માણસ સાંભળે છે તે બ્રહ્મ પદને પામે છે.

यइमंपरमंगुह्यंश्रावयेद्ब्रह्मसंसदि। प्रयतःश्राद्धकालेवा-
तदानन्त्यायकल्पतेतदानन्त्यायकल्पतइति ॥१७॥

**અન્વય**—यः જે કોઇ, इमम् આ ઉપાખ્યાન, परमम् ઘણુંજ, गुह्यम् છાનું રાખવા જેવું છે, श्रावयेत् સંભળાવે, ब्रह्मसंसदि બ્રાહ્મણની સભામાં, प्रयतः પવિત્ર થઇને, श्राद्धकाले શ્રાદ્ધને દિવસે ( શ્રાધ્ધનું અન્ન જમનારને ) वा અથવા तत् તે આ ઉપાખ્યાનનું શ્રવણ, आनन्त्याय અનન્ત ફળને આપનારૂં कल्पते થાય છે. ( બે વાર કહીને લખાણ પર ભાર મૂકે છે. )

**અર્થ**—જે કોઇ વિદ્વાન, શુધ્ધ ચિત્તવાળો થઇને આ અતિ ગુપ્ત નાચિકેત ઉપાખ્યાનને શ્રાદ્ધને દિવસે શ્રાધ્ધનું અન્નજમનાર બ્રાહ્મણોને સંભળાવે તો તેનું અનન્ત (એટલે મોક્ષરૂપ) ફળ મળે છે. જરૂર મળે છે.

## દ્વિતીયાધ્યાય

## ચતુર્થ વલ્લી.

### ઇન્દ્રિયોની બહિર્મુખતા.

पराञ्चिखानिव्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ्पश्यति-
नान्तरात्मन्। कश्चिद्धीरःप्रत्यगात्मानमैक्षदावृत्त
चक्षुरमृतत्वमिच्छन् ।१।

અન્વય—पराञ्चि બહારના વિષયને જોનારી, खानि આકાશરૂપ કાન વગેરે ઇન્દ્રિયો, व्यतृणत હણી નાખે છે, ( અંતર મુખ થતાં અટકાવી છે. ) स्वयंभूः પરમેશ્વરે, तस्मात् તેથી पराङ् બહારના વિષયોને, पश्यति જુએ છે. न નહિ, अन्तरात्मन् અન્તર્યામી પ્રત્યક્ષ આત્માને, कश्चित् કોઇ, धीर જ્ઞાની प्रत्यक् ચૈતન્ય રૂપ, आत्मानम् આત્માને, ऐक्षत સાક્ષાત્ જુએ છે. आवृत्तचक्षुः અન્તર્મુખ થઇ છે ઇન્દ્રિયો જેની તેવો अमृतत्वं મોક્ષને इच्छन् ઇચ્છતો.

અર્થ—પરમાત્માએ ઇન્દ્રિયોની અન્તર્મુખ થવાની શકિતને એવી રીતે હણી નાખી છે, કે તેઓ બહારના વિષય તરફ ગતિ કરે છે, આથી જીવ બહારના પદાર્થો જોઇ શકે છે, પણ (એ બધી ઇન્દ્રિયોને પોષણ આપનાર) અન્તરાત્માને જોઇ શકતા નથી. આમ છતાં પણ મન તથા ઇન્દ્રિયોને પાછાં વાળવાની શકિતવાળો ધીર પુરૂષ, મોક્ષની ઇચ્છાથી આત્માને જોઇ શકે છે.

## આત્મદર્શી પુરૂષ સંસારથી મુક્ત છે.

**पराचःकामाननुयन्तिबालास्तेमृत्योर्यन्तिविततस्य पाशम् । अथधीराअमृतत्वं विदित्वाध्रुवमध्रुवेष्विहन प्रार्थयन्ते ।२।**

અન્વય—पराचः બહારના, कामान् વિષયોને, अनुनयन्ति ભજે છે, बालाः બાળકો ते તેઓ, मृत्यो યમરાજના: यान्ति થાય છે. विततस्य અનેક રોગ રૂપે વિસ્તાર પામેલા पाशम् પાશને (જન્મ મરણના પાશમાં) अथ તેથી धीराः જ્ઞાનીઓ, अमृतत्वं આત્મ લક્ષણોને, विदित्वा જાણીને ध्रुवं નિત્ય, अध्रुवेषु અનિત્ય (ક્ષણિક ફળવાળા इह આ લોકમાં न प्रार्थयन्ते ઇચ્છા રાખતા નથી.

અર્થ—જે (જ્ઞાનમાં) બાળકો બહારના વિષયમાં દોડે છે, તેઓ સર્વ દિશામાં વિસ્તાર પામેલા યમરાજના રોગ-રૂપ પાશમાં સપડાય છે. માટેજ જ્ઞાનીઓ ધ્રુવ તેમજ અધ્રુવ વસ્તુની પ્રાર્થના (માગણી) કરતા નથી.

## આત્માનું સ્વરૂપ.

**येनरूपंरसंगन्धंशब्दान्स्पर्शांश्चमैथुनान् ।**
**एतेनैवविजानातिकिमत्रपरिशिष्यते। एतद्वैतत् ॥३॥**

અન્વય—येन જેથી रूपं રૂપ, रसं રસ, गन्धं ગંધ शब्दान् શબ્દો स्पर्शान् સ્પર્શ च તથા, मैथुनान् સ્ત્રી સંગ, एतेन આ આત્માથી, विजानाति અનુભવ કરે છે, किम् શું, अत्र અહીં, परिशिष्यते બાકી રહે છે. एतत् આ આત્મા, वै નક્કી, तत् તે (તેં જે આત્મા વિષે પૂછયું હતું તે.)

અર્થ—જે આત્માવડે મનુષ્ય માત્ર રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ, તથા મૈથુનને જાણે છે. તેનું બરાબર જ્ઞાન થયા પછી આલોકમાં કાંઇ પણ અજાણ્યું રહે ખરૂં ? હે, ભાઇ! તું જે આત્મા વિષે પૂછતો હતો તે આ આત્મા છે.

## આત્મજ્ઞાન થવું કઠિણ છે.

**स्वप्नान्तंजागरितान्तश्चोभौयेनानुपश्यति ।**
**महान्तंविभुमात्मानंमत्वाधीरोनशोचति ॥४॥**

અન્વય—स्वप्नान्तं સ્વપ્નમાં जागरितान्तं જાગ્રત અવસ્થામાં, च અને, उभौ બન્ને, येन જે આત્માથી, अनुपश्यति જૂએ છે, महान्तं विभुं મહાન વ્યાપક પ્રભુને, आत्मानं પ્રત્યક્ ચૈતન્યને मत्वा માનીને धीर જ્ઞાની शोचति શોક કરતો નથી.

અર્થ—જે આત્માની સત્તાથી મનુષ્ય જાગ્રત તથા સ્વપ્નના પદાર્થને જુએ છે, તે આત્માને મહાન્ તથા સર્વ વ્યાપક માનીને જ્ઞાની પુરૂષ શોક કરતો નથી.

(જેમ ધનવાન મનુષ્ય જમીનપર જવા આવવા, મોટર રાખે છે, ને આકાશમાં જવા આવવા એરોપ્લેન રાખે છે. ને પાણીમાં ફરવા સ્ટીમલોંચ રાખે છે.

તેમ આત્મા ત્રણ શરીરથી બહારનો વ્યવહાર કરી પોતાની સાક્ષીથી સુખ માની લે છે.

જોકે સ્થૂલ શરીર પલંગમાં પડેલું હોય છે; ને જીવ મુંબઇ તેમજ અનેક પ્રકારનાં સ્વપ્નાંમાં સુખ દુઃખના દેખાવો ઉભા કરીને તેનો અનુભવ કરે છે, ને જાગ્યા પછી પૂછીએ ત્યારે સુક્ષ્મ શરીરથી સ્વપ્નમાં અનુભવેલા પદાર્થને સ્થૂલ શરીરથી કહે છે કે "મેં સ્વપ્ન જોયું." આમ સ્વપ્ન જોનાર શરીર બીજું છે. છતાં સ્થૂલ શરીર દ્વારા જીવભાવ પામેલ આત્મા બોલે છે કે 'મેં સ્વપ્ન જોયું" આથી નિશ્ચય થાય છે કે જાગ્રતમાં બોલનાર તથા સ્વપ્નનો અનુભવ કરનાર સાક્ષી રૂપ આત્મા એકજ હોવાથી "મેં સ્વપ્ન જોયું કહે છે." આથી નિશ્ચય થાય છે કે અનેક રૂપ ઉભાં કરી અનુભવવાનું કામ આત્માનું છે. વળી જાગ્રતમાં પણ કૃષ્ણ પરમાત્માની પ્રતિમા જોવાની મરજી થાય તો સ્થૂલ શરીરની આંખો બંધ કરીએ કે તરત શ્રી કૃષ્ણ પરમાત્માની મૂર્તિ રૂપે આત્મા દેખાય છે. આવી રીતે જોનાર જીવ, તથા મૂર્તિ રૂપ કૃષ્ણ પરમાત્મા, એ બન્ને આત્મા પોતેજ બને છે. આવી રીતે જાગ્રત તેમજ સ્વપ્નમાં સુખ દુઃખ અનુભવનાર જે એકજ ચૈતન્યતત્ત્વ છે. તેજ આત્મા છે.

# જે જીવ છે એજ ઇશ્વર છે.

**यइमंमध्वदंवेदआत्मानंजीवमन्तिकात्**
**इशानम्भूतभव्यस्यनततोविजुगुप्सते । एतद्वैतत् ॥५॥**

અન્વય—यः જે. જ્ઞાની, इमं આ, मध्वदं જીવનમાં કરેલ કર્મના ભોક્તાને, वेद જાણે છે, आत्मानं ચૈતન્ય બ્રહ્મ जीवं દેહાભિમાની જીવને अन्तिकात् સમીપ હોવાથી ईशानम् જગત્‌ને નિયમમાં રાખનાર, भूत भव्यस्य ( ત્રણે કાળને ) न નહિ तत् તે જ્ઞાન થયા પછી, विजुगुप्सते બિએ છે, एतत् આ પ્રત્યક્ આત્મા, वै નક્કી, तत् પર બ્રહ્મ છે.

અર્થ—જે જ્ઞાની સર્વ કર્મના ભોગવનાર જીવ નામ ધારી ચેતનને, શરીરમાં પ્રાણ ધારણ વગેરે સર્વ કર્મ કરનાર જાણે છે, ને તેજ સર્વ કાળમાં ચેતન સ્વરૂપ છે. ને સર્વ પ્રપંચ (જાગ્રતમાં જોવામાં આવતા જગત્ ) ને નિયમમાં રાખે છે. તે જીવ નહિ પણ આત્મા છે. એમ જેને અનુભવ થયો છે. તેને પછી કોઇ પણ પ્રકારનો ભય રહેતો નથી. આ જીવ તરીકે દેહાભિમાની ચેતન માન્યું હતું તેજ દેહાધ્યાસ મટી જાય ત્યારે આત્મા છે.

**यःपूर्वंतपसोजातमद्भ्यःपूर्वमजायत ।**
**गुहांप्रविश्यतिष्ठन्तंयोभूतेभिर्व्यपश्यत । एतद्वैतत् ॥६॥**

**અન્વય**—यः જે पूर्वं પહેલાં, तपसः જ્ઞાન રૂપી તપમાંથી, जातं પેદા થયું. अद्भ्यः પાણીમાંથી, पूर्वं પહેલાં, अजायत પેદા થયું. गुहां સર્વ જીવોના હૃદયમાં, प्रविश्य પ્રવેશીને, तिष्ठन्तम् રહેલું, यः જે માણસ, भूतेभिः સર્વ જીવો સાથે, ( આખા વિશ્વને ) व्यपश्यत જુએ છે. एतत् આ, वै જરૂર, तत् આત્મા ( જેને માટે નચિકેતાએ પૂછ્યું હતું, )

**અર્થ**—જે બ્રહ્મા (હિરણ્યગર્ભ) રૂપે પાણીથી પણ પહેલાં પેદા થએલ છે, જેને જ્ઞાની લોકો બ્રહ્મમાંથીજ પાણીરૂપે થએલ, તેમજ હમણાં પણ સર્વ જીવ પ્રાણી માત્રના હૃદયમાં ચૈતન્ય રૂપે સ્ફુર્તિ આપી રમી રહ્યું છે. તેનેજ બ્રહ્મ જાણે છે. "હે નચિકેતા, આ બ્રહ્મ છે."

**यापाणेनसंभवत्यदितिर्देवतामयी । गुहांप्रविश्य**
**तिष्ठन्तीयाभूतेभिर्व्यजायत । एतद्वैतत् ॥७॥**

**અન્વય**—या જે, प्राणेन પ્રાણથી, संभवति પેદા થાય છે, अदिति પ્રાણરૂપે ( ભુખ તરષ એ પ્રાણનો ધર્મ છે. ) देवतामयी ઇન્દ્રિયોના દેવરૂપ, गुहां હૃદય प्रविश्य પ્રવેશ

કરીને, तिष्ठन्ती રહેલી, या જે, भूतेभिः સર્વ જીવો સાથે व्यजायत પેદા થઇ. एतद् वै तत् આ તેજ આત્મા છે.

અર્થ—સર્વ ઇન્દ્રિયોના દેવતા રૂપે સૂક્ષ્મ શરીરથી પ્રાણ રૂપ જણાતા (અદિતિ) રૂપે જે જ્ઞાની તે ચૈતન્યનેજ પોતાના હૃદયમાં નિવાસ કરી રહેલ જુએ છે, તે બ્રહ્મને ઓળખે છે, આ તેજ બ્રહ્મ છે.

**अरण्योर्निहितोजातवेदागर्भइवसुभृतोगर्भिणीभिः ।**
**दिवेदिवेईडयोजागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः**
**एतद्वैतत् ॥८॥**

અન્વય—अरण्योः ઉપર તેમજ નીચેના અરણીના લાકડામાં, निहितः રહેલ, जातवेदाः અગ્નિ गर्भ ગર્ભ इव પેઠે, सुभृतः સારી રીતે ભરેલો, गर्भिणीभिः ગર્ભવન્તી સ્ત્રીથી दिवेदिवे રોજ, ईडयः સ્તુતિ કરવા યોગ્ય, जागृवद्भिः જ્ઞાનીઓએ, हविष्मद्भिः યજ્ઞ કરનારથી, मनुष्येभिः માણસોથી अग्निः અગ્નિ.

અર્થ—જેમ ગર્ભિણી સ્ત્રીઓમાં ગર્ભ ગુપ્ત રહે છે, તેમ અરણીના લાકડામાં અગ્નિ રૂપે જે ગુપ્ત રહેલો છે. તેને અજ્ઞાન નિદ્રાથી જાગેલા જ્ઞાનીઓ તેમજ અગ્નિહોત્રીઓ, દરરોજ સ્તુતિ કરી પૂજે છે. તેજ બ્રહ્મ છે.

## અન્ય દેવો (સમષ્ટિ) હિરણ્યગર્ભના અંશ છે.

यतश्चोदेतिसूर्य्योऽस्तंयत्रचगच्छति। तन्देवाःसर्व्वेऽर्पि-
तास्तदुनात्येतिकश्चन । एतद्वैतत् ॥९॥

અન્વય—यतः-જે પ્રાણ નામના ચેતનમાંથી च-અને उदेति-ઉદય પામે છે. सूर्य-સૂરજ, अस्तं-આથમે છે यत्र-જે પ્રાણ ચેતનમાં च-અને, गच्छति-જાય છે, तं તે પ્રાણરૂપ ચેતનને, देवाः-સર્વ દેવો, अर्पिताः-આધારે રહેલા છે तत्-તે સમષ્ટિના પ્રાણરૂપ ચેતનને उ-નકકી, न अत्येति આજ્ઞા વિરૂદ્ધ જતા નથી, कश्चन-કોઇ દેવ.

અર્થ—સમષ્ટિ રૂપ ચૈતન્યના પ્રાણમાંથી સૂરજ ઉગે છે તથા આથમે છે, ને સર્વ દેવોનું દેવપણું જેને આધારે છે, વળી એવી કોઇપણ ચીજ નથી કે જે તેની આજ્ઞા ઉલ્લંઘન કરી શકે, આ તેજ બ્રહ્મ છે.

## ચૈતન્ય બ્રહ્મ એકજ છે.

यदेवेहतदमुत्रयदमुत्रतदन्विह ।
मृत्योःसमृत्यमाप्नोतियइहनानेवपश्यति ॥१०॥

અન્વય--यत्-જે, एव-જ इह-અહીં, तत्-તે, अमुत्र બીજે, यत्-જે, अमुत्र-બીજે, तत्-તે, अनु-અનુસારે, ( तदनु-તેવુંજ ) इह-અહિં, मृत्योः-મૃત્યુ પછી, सः-તે,

मृत्युमाप्नोति—મરણુ પામે છે, यः—જે, इह—આ એકજ બ્રહ્મમાં, नाना—જુદું જુદું, इव—પેઠે, पश्यति જુએ છે.

અર્થ—જે ચૈતન્ય જીવપ્રાણી માત્રમાં ભર્યું છે તેજ ચૈતન્ય ઇશ્વરમાં પણુ છે. ને જે ચૈતન્ય ઇશ્વર રૂપ માન્યું છે, તેજ જીવરૂપે છે. આ એકજ બ્રહ્મમાં જે જુદું જુદું જુએ છે તે (વાસના બીજને યોગે) જન્મ મરણુમાંથી મુક્ત થતા નથી (એક મરણુથી બીજા મરણુને પામે છે.)

## બ્રહ્મ સમજવાનું સાધન.

**मनसैवेदमाप्तव्यन्नेहनानास्तिकिञ्चन ।**
**मृत्योःसमृत्युङ्गच्छतियइहनानेवपश्यति ॥११॥**

અન્વય— मनसा—સંસ્કારી મનથી, एव—જ, इदं આ બ્રહ્મ, आप्तव्यं—સમજાય છે, न—નહિ, इह—આ બ્રહ્મમાં नाना—જુદું, अस्ति—છે किञ्चन—કાંઇ પણ.

અર્થ—ગુરૂ તથા શાસ્ત્રથી સંસ્કાર પામેલા મનથી, આ બ્રહ્મ ઓળખાય છે. એમાં જુદું જુદું કાંઇ છેજ નહિ, જે જુદું જુદું માની (વાસના રાખે છે.) તે જન્મ મરણુ પામ્યા કરે છે.

**अङ्गुष्ठमात्रःपुरुषोमध्यआत्मनितिष्ठति ।**
**ईशानोभूतभव्यस्यनततोविजुगुप्सते । एतद्वैतत् ॥१२॥**

**અન્વય**— अंगुष्ठमात्रः-અંગોઠા જેવડો, पुरुषः--આત્મા मध्ये-મધ્યમાં, आत्मनि-દેહાત્મામાં, तिष्ठति-રહેલો છે, ईशानः નિયામક, भूतभव्यस्य-ત્રણે કાળના, न-નહિ, ततः આત્મજ્ઞાન પછી विजुगुप्सते-બીએ છે.

**અર્થ**—અંગોઠા જેવડો આત્મા શરીરના મધ્યભાગ (અંતઃકરણ) માં રહેલો છે. તે ત્રણે કાળનો સાક્ષી છે. આવું જ્ઞાન જેને થયું છે તે માણસ પ્રભુથી કાંઇ છાનું રાખવા લાયક હોય, એમ માનતો નથી. તેજ આ આત્મા છે.

**अङ्गुष्ठमात्रःपुरुषोज्योतिरिवाधूमकः ।**
**ईशानोभूतभव्यस्यसएवाद्यसउश्वः । एतद्वैतत् ॥१३॥**

**અન્વય**—अंगुष्ठमात्रः-અંગોઠા જેવડો, पुरुषः-પૂરણ આત્મા, ज्योतिः-તેજ અગ્નિ, अधूमकः-ધૂમાડા વિનાનો, ईशानः-નિયામક, भूतभव्यस्य-ત્રણે કાળના, सः-તેજ, एव જ अद्य-હમણાં, सः-તે उ-નક્કી, श्वः ભવિષ્યમાં રહેશે.

**અર્થ**—આ અંગુઠા જેવડો આત્મા ધુણીવિનાના અગ્નિ જેવો છે, તે ત્રણે કાળમાં નિયામક તરીકે વિદ્ય માન છે તેવોજ ભવિષ્યમાં રહેશે. આ તેજ આત્મા છે.

**यथोदकन्दुर्गेवृष्टम्पर्वतेषुविधावति ।**
**एवंधर्म्मान्पृथक्पश्यंस्तानेवानुविधावति ॥१४॥**

**અન્વય**—यथा–જે પ્રમાણે, उदकं–જળ, दुर्गे–પર્વતની ટોચે, वृष्टं–વરશીને, पर्वतेषु–પર્વતના ઢાળમાં, विधावति–વેગથી વહે છે, एवं–એવીજ રીત, धर्मान्–જે જે શરીર ધારણ કર્યું હોય તે શરીરના ધર્મને प्रथक्–જુદા, पश्यन्–માનીને, तान्–તે તે શરીરના ધર્મોને एव–જ, अनुधावति–વર્તે છે. ( જેવું શરીર ધારણ કરે તે શરીરના ધર્મ બજાવે છે. )

જેમ પર્વત ઉપર પડેલા વરસાદ નીચાણવાળા ભાગમાં જોરથી વહે છે. તેમજ જૂદાં જૂદાં શરીરના ભાવને પામેલા આત્મા તેતે શરીરને યોગ્ય, ધર્મો બજાવે છે. (વારે વારે જન્મ મરણ લેછે.)

**यथोदकंशुद्धेशुद्धमासिक्तंतादृगेवभवति ।**
**एवम्मुनेर्विजानतआत्माभवतिगौतम ॥१५॥**

**અન્વય**—यथा–જેમ, उदकं–પાણી, शुद्धे–ચોકખા પાણીમાં, शुद्धं–ચોકખું, आसिक्तं–પડયું હોય, तादृक्–તેવુંજ, एव–જ, भवति–થાય છે, एवं–એવી રીતે. विजानतः मुनेः આત્મજ્ઞાનના અનુભવી મુનિને आत्मा–આત્મા એકરૂપ, भवति–થાય છે. गौतम–હે ગોતમ ! નચિકેતા !

**અર્થ**—હે નચિકેતા ! જેમ ચોખ્ખા પાણીમાં પડેલું પાણી ચોખ્ખું રહે છે. તેમજ પોતાને આત્મા માનનારા મુનીઓ (દુનિઆંના સુખ દુઃખનો સંસર્ગ મનમાં લાવતાજ નથી.)

## પંચમ વલ્લી.

## પંચ ભૂતાત્મક દેહથી આત્માની જુદાઈ.

**ૐ पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।**
**अनुष्ठायनशोचतिविमुक्तश्चविमुच्यते । एतद्वैतत् ॥१॥**

**અન્વય**—पुरं-નગર જેવું एकादशद्वारं-અગીઆર દરવાજાવાળું, अजस्य-જન્મ વગેરેથી રહિત આત્માનું, अवक्रचेतसः-જ્ઞાનથી સરલ સ્વરૂપવાળું. अनुष्ठाय-ધ્યાનમાં લઈને, न-નહિ, शोचति-શોક કરે છે, विमुक्तः-મનથી પોતાને મુક્ત સમજનાર, विमुच्यते-મોક્ષ પામે છે.

**અર્થ**—જન્મ વગેરે છ વિકારથી રહિત, માયાથી પર આત્માનું આ શરીર છે તે અગીઆર દરવાજાવાળું નગર છે. આ શરીરને પોતાનું કરી જાણનાર જે આત્મા છે તેને પરમાત્મા રૂપ જાણનાર જ્ઞાની, શોક કરતો નથી, કારણકે આત્મા નિત્ય મુક્ત છે. તે ઉપરના જ્ઞાનના વિચારથી ખરેખર મુક્ત થાય છે, આ તેજ (આત્મા) છે.

## આત્મા વિશ્વ વ્યાપી છે.

हꣳसःशुचिषद्वसुरन्तरिक्षसद्धोतावेदिषदतिथिर्दुरोण-
सत् । नृषद्वरसदृतसद्व्योमसदब्जागोजाऋतजाअद्रिजा
ऋतम्बृहत् ॥२॥

**અન્વય**— हंसः-સૂર્ય, शुचिषद्-સ્વર્ગમાં વસનાર, वसु આઠ વસુરૂપે अन्तरिक्षसत्-આકાશમાં ફરનાર, होता-અગ્નિ રૂપે, वेदिषत्-પૃથ્વીરૂપ વેદીમાં વસનાર, अतिथिः-સોમરૂપે दुरोणसत्-યજ્ઞ મંડપમાં જનાર, नृषत्-મનુષ્યમાં પ્રવેશનાર वरसत्-દેવોમાં રહેનાર, ऋतसत्-સત્યમાં વસનાર, व्योमसत् આકાશ ગમન કરનાર अब्जाः-પોરારૂપે પાણીમાં વસનાર, गोजाः-પૃથ્વીમાં અન્નરૂપે થનાર, ऋतजाः-કર્મથી શરીર-રૂપે થનાર, अद्रिजाः-પર્વતમાંથી નદીરૂપે થનાર, ऋतं સર્વત્ર ગતિવાળું बृहत्-સર્વ વ્યાપક.

**અર્થ**—સૂરજ રૂપે તે સ્વર્ગમાં રહે છે, વસુરૂપે અન્તરિક્ષમાં રહે છે. દેવોના અગ્નિરૂપે તે (આત્મા) પૃથ્વી રૂપ વેદીમાં રહે છે. સોમરૂપે સોમ રાખવાના ઘડામાં રહે છે. માણસ તેમજ દેવમાં રહે છે. તે યજ્ઞ તેમજ આકાશમાં રહે છે. પાણીમાં પોરા રૂપે ઉત્પન્ન થઇ નિવાસ કરે છે. પૃથ્વીમાં અનાજ રૂપે પેદા થાય છે.

કર્મથી શરીર રૂપે થાય છે. પર્વતમાં નદી રૂપે થાય છે. તે સત્યરૂપ મહાન્ અનન્તાત્મા છે.

## આત્મજ્ઞાનીનાં લક્ષણો.

ऊर्ध्वम्प्राणमुन्नयत्यपानंप्रत्यगस्यति ।
मध्येवामनमासीनंविश्वेदेवाउपासते ॥३॥

ऊर्ध्वम्-ઉપર, प्राणं-પ્રાણને, उन्नयति-ચઢાવે છે, अपानं-અપાનવાયુને, प्रत्यक्-નીચેના ભાગમાં अस्यति ફેંકે છે, मध्ये-હૃદયાકાશમાં, वामनं--સૂક્ષ્મરૂપે. आसीनं બેઠેલો विश्वे देवाः-સર્વે દેવો, उपासते-ઉપાસે છે (ઇન્દ્રિયોના દેવો આત્માની પોતાને બળ આપનાર માનીને ઉપાસના કરે છે,

## આત્માથી દેહ જૂદો છે.

अस्यविस्रंसमानस्यशरीरस्थस्यदेहिनः ।
देहाद्विमुच्यमानस्यकिमत्रपरिशिष्यते । एतद्वैतत् ॥४॥

અન્વય—अस्य-આ ચૈતન્યના, विस्रंसमानस्य-જુદા પડતાં. शरीरस्थस्य-શરીરમાં રહેલ देहिनः-આત્માના, देहात्-દેહથી, विमुच्यमानस्य-છૂટા પડતાં, किम्-શું अत्र આ શરીરમાં, परिशिष्यते-બાકી રહે છે. एतत्-આ, વૈ-નક્કી. तत्-આત્મા.

અર્થ—આ દેહનો માલિક આત્મા જ્યારે આ શરીરમાંથી નીકળી જય છે. ત્યારે આ શરીરમાં શું બાકી રહે છે? (જ-કાંઇ નહિ) માટે જે તત્ત્વથી આ શરીર જીવતું જણાય છે. તેજ આત્મા છે.)

नप्राणेननापानेनमर्त्योजीवतिकश्चन।
इतरेणतुजीवन्तियस्मिन्नेतावुपाश्रितौ ॥५॥

અન્વય—न प्राणेन-પ્રાણથી નહિ, न अपानेन-અપાનથી નહિ मर्त्यः-માણસ જાત जीवति-જીવે છે, कश्चन-કોઇ પણ इतरेण-કોઇક બીજાથી, तु-પણ, जीवन्ति-જીવે છે. यस्मिन्-જે મૂળ તત્ત્વ આત્મામાં, एतौ-પ્રાણ તથા અપાન બન્ને, उपाश्रितौ-આશ્રય મેળવે છે.

અર્થ—પ્રાણ કે અપાનથી કોઇપણ માણસ જીવતો નથી, પણ આ પ્રાણ તથા અપાન એમ બન્નેને આશ્રય આપનાર બીજું કાંઇક ચૈતન્ય નામે છે, તેનાથી જીવે છે.

## વળી બ્રહ્મનું વિશેષ વર્ણન.

हन्तत इदम्प्रवक्ष्यामिगुह्यंब्रह्मसनातनम्।
यथाचमरणंप्राप्यआत्माभवतिगौतम ॥६॥

અન્વય—हन्त-હવે, જરૂર, ते-તને, इदं આ, प्रवक्ष्यामि-કહીશ. गुह्यं-ગુપ્ત રાખવા જેવું, ब्रह्म-બ્રહ્મ, सना

तनं-પરા પૂર્વથી, यथा-જે રીતે, च-તથા, मरणंप्राप्य-મરણ પામીને, आत्मा-જીવ, भवति-થાય છે. गौतम-હે નચિકેતા,

અર્થ—હવે હું તને જરૂર ફરીથી પરાપૂર્વથી ચાલ્યા આવેલા બ્રહ્મને ઓળખાવીશ, જે ગુપ્ત રાખવા જેવું છે, આત્મા ઓળખવાથી મોક્ષ થાય છે. અને જે નહિ જાણવાથી ફરી ફરીને જન્મ મરણ ચાલુ રહે છે, તે હે નચિકેતા ! તું હવે સાંભળ.

**योनिमन्येप्रपद्यन्तेशरीरत्वायदेहिनः ।**
**स्थाणुमन्येऽनुसंयन्तियथाकर्मयथाश्रुतम् ॥७॥**

અન્વય—योनिं-જન્મને, अन्ये-કેટલાક જીવો, प्रपद्यन्ते-પામે છે, शरीरत्वाय-નવું શરીર ધારણ કરવાને, देहिनः-બીજાં પ્રાણીઓ, स्थाणुं=વૃક્ષના જન્મને ( પામે છે, ) વળી अन्ये-બીજા ઘણા પાપી જીવો, अनुसंयंति પામે છે, यथा-જે રીતે कर्म-કર્મ, यथा-જે રીતે, श्रुतं-સારૂં કે નરસું જ્ઞાન મેળવ્યું હોય તે પ્રમાણે,

અર્થ—કેટલાક અજ્ઞાની જીવો મરણ પામ્યા પછી, ફરી જન્મ લેછે, કેટલાક પાપી જીવો વૃક્ષાદિક જન્મ પામે છે. આ લોકમાં જેવાં કર્મ કર્યાં હોય અથવા જે

પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, તેને અનુસારે સારૂં કે નરતું શરીર મળે છે.

## બ્રહ્મનું ગુપ્ત સ્વરૂપ.

**यएषःसुप्तेषुजागर्तिकामंकामंपुरुषोनिर्मिमाणः । तदेवशुक्रंतद्ब्रह्मतदेवामृतमुच्यते । तस्मिंल्लोकाःश्रिता सर्व्वेतदुनात्येतिकश्चन । एतद्वैतत् ॥८॥**

અન્વય—यः-જે, एषः-આ સ્વયંપ્રકાશ આત્મા, सुप्तेषु-ઇન્દ્રિયો વિરામ પામે છે ત્યારે, जागर्ति જાગે છે, कामं कामं-દરેક કામના રૂપે, (પશુ બાળકો વગેરેને) पुरुष-પૂર્ણ સ્વરૂપ આત્મા निर्मिमाणः-રચ્યું, तत्-તે, एव-જ, शुक्रं-સર્વ ઉપાધિથી મુકત, तत्-તે બ્રહ્મ, तत्-તે, एव-જે, अमृतं-મોક્ષ, उच्यते-કહેવાય છે, तस्मिन्-તે બ્રહ્મ માં, लोकाः-સર્વ લોક (મૃત્યુ લોકથી બ્રહ્મ પર્યન્ત સર્વ લોક) श्रिताः-આશ્રય કરીને રહેલા છે. सर्वे-સઘળા, तत् તે, उ-જ, न-નહિ, अत्येति-બ્રહ્મથી બીજા ભાવને પામી શકતા નથી. कश्चन-કોઇ પણ एतत्-આ वै-ખરેખર, तत् આત્મા છે.

અર્થ—આ જે આત્મા છે તે સ્વયં પ્રકાશ છે, પોતાની ઇચ્છા પ્રમાણે પશુ પુત્ર વગેરેને પેદા કરે છે,

ને જે સર્વ ઇન્દ્રિયો નિદ્રાધિન થવા છતાં પોતે જાગે છે. તેજ સર્વ વ્યાપક શુદ્ધ નિત્ય મુક્ત સ્વભાવ આત્મા મોક્ષ રૂપ છે. તે બ્રહ્મને આધારે પૃથ્વી આદિ અનેક લોકો રહેલા છે. આ બ્રહ્મથી કોઇ વિશેષ છે જ નહિ, આ બ્રહ્મજ છે. આનું નામજ આત્મતત્ત્વ.)

## દૃષ્ટાંતથી આત્મા સર્વ વ્યાપી છે, તેની સમજુતિ.

**अग्निर्यथैकोभुवनंप्रविष्टोरूपंरूपंप्रतिरूपोबभूव ।**
**एकस्तथासर्व्वभूतान्तरात्मारूपंरूपंप्रतिरूपोबहिश्च ।९।**

**અન્વય**—अग्निः-દેવતા (અગ્નિ) यथा-જેમ, एकः-એક भुवनं-(લાકડાં) प्रविष्टः-પ્રવેશીને रूपं, रूपं-જુદાં જુદાં રૂપને, प्रतिरूप-જેવું લાકડું તેવા આકારે, बभूव-થાય છે, एकः એકજ तथा-તે રીતે, सर्व भूतान्तरात्मा-સર્વ પ્રાણીમાં પેસી ગતિ કરનાર આત્મા, रूपंरूपं-દરેક રૂપમાં, प्रतिरूपं તે તે શરીરના આકારે થઇ જાય છે. बहिः-પોતાના સ્વરૂપથી બહારનું ( જુદું ) च-અને.

**અર્થ**—જેમ અગ્નિ જેવા (વાંકાચુંકા આકારવાળા) લાકડામાં પ્રવેશ કરે છે, તેવા આકારનો બને છે, તેમ આત્મા જેવું શરીર ધારણ કરે તેવા શરીર રૂપે બને છે,

પણ તેનું યથાર્થ રૂપ શરીરથી જૂદું છે, તે આકાશની માફક નિર્વિકારી છે.

## સુખ દુઃખ આત્માના ધર્મો નથી.

**वायुर्यथैकोभुवनंप्रविष्टोरूपंरूपंप्रतिरूपोबभूव ।**
**एकस्तथासर्वभूतान्तरात्मारूपंरूपंप्रतिरूपोबहिश्च ।१०**

**અન્વય**—वायुः-પવન, यथा-જેમ, एकः-એક, भुवनं શરીર પામીને, प्रविष्टः-પ્રવેશ કરીને, रूपं रूपं-અનેક રૂપ પામીને, प्रतिरूप-જેવું શરીર ધરે તેવા તાદાત્મ્ય ભાવને, बभूव-પામે છે. (થાય છે.) (બીજા અન્વય ૯ મા શ્લોકમાં જોઇ લેવા.)

**અર્થ**—જેમ વાયુ જેવા શરીરમાં પ્રવેશ કરે તેવા સ્વરૂપને પામે છે, તેમજ આત્મા પણ જેવું શરીર ધારણ કરે તેવા ભાવને પામે છે. જોકે પોતે આકાશની માફક નિર્વિકારી છે. (સુખ દુઃખ મનના ધર્મ છે. ભૂખ તરષ પ્રાણના ધર્મ છે. ટાઢ તડકો લાગવો એ શરીરના ધર્મ છે–પણ આત્માના નહિ.)

**सूर्य्यो यथासर्व्वलोकस्यचक्षुर्नलिप्यतेचाक्षुषैर्बाह्यदोषैः**
**एकस्तथासर्व्वभूतान्तरात्मानलिप्यतेलोकदुःखेनबाह्यः**

**અન્વય**—सूर्य-સૂરજ, यथा-જેમ, सर्व लोकस्य-પ્રાણી માત્રના, चक्षु-આંખો રૂપ, न-નહિ, लिप्यते-લેપાયમાન થતો નથી, चाक्षुषैः-આંખના, बाह्यदोषैः-બારના દોષથી, एक-એક तथा-તેમજ, सर्वभूतान्तरात्मा-સર્વ જીવમાં જીવ રૂપ રહેલો આત્મા, लोकदुःखेन-દેહા ધ્યાસથી આત્મામાં કર્તા ભોક્તાનો આરોપ થવાથી જન્મ મરણ આદિ દુઃખથી, न-નહિ, लिप्यते-લેપાતો નથી. बाह्यः-બહારનાં.

**અર્થ**—સૂરજ જેમ જીવ પ્રાણી માત્રની દૃષ્ટિના અધિષ્ટાતા દેવ છે. છતાં આંખથી સારા નરતા દેખાવો જોવાથી સૂર્યને તેનો કાંઇ સંબંધ નથી. તેમજ આ આત્મા સૂર્યની પેઠે સર્વ જીવ પ્રાણીં માત્રનો ચૈતન્ય પોષક છે, છતાં લોકનાં બહારનાં દુઃખ સાથે આત્માને કાંઇપણ સંબંધ નથી.

## આત્મજ્ઞાનથી થતું સુખ.

एकोवशीसर्वभूतान्तरात्माएकंरूपंबहुधायःकरोति ।
तमात्मस्थंयेऽनुपश्यन्तिधीरास्तेषांसुखंशाश्वतन्नेतरे-
षाम् ॥१२॥

**અન્વય**—एकः-એકજ ( સજાતીય, વિજાતીય, સ્વગત ભેદ રહિત ) वशी-આખું બ્રહ્માંડ જેના વશ છે, सर्व भुतान्तरात्मा-જીવ પ્રાણી માત્રમાં ચૈતન્ય સ્વરૂપ, एकं-એકજ,

रूपं-રૂપે (છતાં) बहुधा-જુદે જુદે રૂપે यः-જે, करोति-કરે છે, तं-તેને, आत्मस्थं-બુદ્ધિમાં રહેલ ચેતનને, ये-જે, अनुपश्यन्ति-જુએ છે, धीराः-જ્ઞાનીઓ तेषां-તેવા આત્મ જ્ઞાનીઓને सुखं-આત્મ સાક્ષાત્કારનું સુખ, शाश्वतं-કાયમનું न-નહિ, इतरेषां-આત્મજ્ઞાન વિનાનાને.

અર્થ—અનન્ત કોટિ બ્રહ્માંડ સુધી સર્વવ્યાપક રૂપ પોતે ભર્યો છે. જગતના સર્વ પદાર્થ જેના કબજામાં છે. ને જીવપ્રાણી માત્રને ચેતન્ય પોષી રહ્યો છે, ને પોતે એકલો છતાં અનેક રૂપે થાય છે. ને આવા ગુણવાળા આત્માને જ્ઞાનીઓ ઓળખે છે, ને તેથીજ તેમને કાયમનું સુખ મળે છે, પણ બીજા (અજ્ઞાની જીવોને) સુખ મળતું નથી.

नित्योऽनित्यानाञ्चेतनश्चेतनानामेकोबहूनांयोविदधा तिकामान्।तमात्मस्थंयेऽनुपश्यन्तिधीरास्तेषांशान्तिः- शाश्वतीनेतरेषाम् ।१३।

અન્વયઅ—नित्य-અવિનાશી,अनित्यानाम्-નાશવંત જગતના, चेतन-ચૈતન્ય, चेतनानाम्-ચંચળ જીવોના, एक એકજ, बहूनाम्-ઘણા જીવોના कामान्-કર્મને અનુસારે ભોગોને विदधाति-આપે છે, तम्-તેને आत्मस्थम्-બુદ્ધિદ્વારા

જે હૃદયમાં ઓળખાય છે તે, ये-જે, धीराः-જ્ઞાનીઓ अनुपश्यन्ति-અનુભવે છે. तेषां-તેમનેજ, शाश्वती-કાયમની, शान्ति-મોક્ષ મળે છે, न-નહિ, इतरेषां-બીજાઓને,

**અર્થ**— જે જે નાશવંત પદાર્થ (સૂર્ય, પૃથ્વી વગેરે) છે તે બધાને ચેતન આપી અવિનાશી બનાવે છે, તે આત્માજ છે, વળી કીડીથી બ્રહ્મા પર્યન્ત સર્વ જીવોને તે આત્માનુંજ ચૈતન્ય ચંચળ બનાવે છે. વળી જીવોની સર્વ કામનાઓ જે પૂરે છે. તે આત્મા છે, આવા આત્માને જે જ્ઞાની પોતાના હૃદયમાં સમજીને અનુભવે છે તેઓને અવિચળ શાન્તિ મળે છે, બીજા (અજ્ઞાની) ને નહિ.

**तदेतदितिमन्यन्तेऽनिर्देश्यम्परमंसुखं ।**
**कथन्नुतद्विजानीयांकिमुभातिविभातिवा ॥१४॥**

**અન્વય**—तत्-તે, एतत्-આ ( જ્ઞાન રૂપ આત્મા ) इति-એમ, मन्यन्ते-માને છે. अनिर्देश्यम्-બતાવી ન શકાય એવા ( વર્ણવી શકાય નહિ તેવો ) परमम्-ઘણું ઉત્તમ सुखम्-સુખ, कथम्-કેવી રીતે, नु-નક્કી, तत्-તે આત્મા, विजानीयाम्-હું જાણું, किमु-કેવી રીતે, भाति-દેખાય છે. विभाति-સ્પષ્ટ દેખાય છે, वा-અથવા.

અર્થ—આ તેજ આત્મા છે એમ બ્રહ્મ જ્ઞાનીઓ જેને (મનવાણીથી સમજી કે બતાવી ન શકાય તેવા આત્માને) સમજી, અનુભવીને પરમ સુખ માને છે. તે આત્માને હું (નચિકેતા) કેવી રીતે જાણું ?

**नतत्रसूर्योभातिनचन्द्रतारकन्नेमाविद्युतोभान्तिकुतोऽय मग्निः। तमेवभान्तमनुभान्तिसर्वंतस्यभासासर्वमिदं विभाति ॥१५॥**

तत्र–તે આત્માને, सूर्य–સૂરજ, न भाति–બતાવી શકતા નથી, च–અને चन्द्र तारकम्–ચંદ્રમા અને તારાઓ, नभाति બતાવી શકતા નથી. (તો પછી) न–નહિ इमा–આ विद्युत् વિજળીઓ, नभान्ति–બતાવી શકતી નથી. (તો પછી) कुतः–કેવી રીતે, तम्–તે આત્માને, अयम्–આ, अग्निः= (प्रकाशयिष्यति બતાવી શકશે,) तम्–તે एव–જ, भान्तम् પ્રકાશ થવાથી, सर्वम्–આખું જગત્ अनुभाति–જોવામાં આવે છે, (સ્ફુર્તિમાં આવે છે.) च–અને, तस्य–તે આત્માના भासा–પ્રકાશથી, इदं सर्वं–આ બધું, विभाति દેખાય છે.

અર્થ—તે આત્માને સૂર્ય, ચંદ્ર, તારા કે આ વિજળીઓ પણ પોતાના તેજથી બતાવી શકતી નથી. તો પછી અગ્નિ તો તેને શીરીતે બતાવી શકે ? કારણ એ છે

કે આત્માના બળથીજ સૂરજ વગેરે તેજવાળા થાય છે. (પણ આત્મા સિવાય, સૂરજ વગેરે પોતે તેજવાળા નથી ) ને બીજાને તેજ આપી શકેજ નહિ.

## ષષ્ઠ વલ્લી.

ऊर्ध्वमूलोऽर्वाक्शाखएषोऽश्वथःसनातनः ।
तदेवशुक्रंतद्ब्रह्मतदेवामृतमुच्यते । तस्मिंल्लोकाःश्रिताः
सर्वेतदुनात्येतिकश्चन । एतद्वैतत् ॥१॥

અન્વય—एषः-આ સંસાર, ऊर्द्धवमूल-ઉચ્ચ કારણ-માંથી ઉત્પન્ન થયેલું, अर्वाक्शाख-નીચે ફેલાએલી શાખા વાળું ( નીચે ફેલાએલી ડાળીઓ રૂપ જગત્ ) सनातनः મૂળથીજ છે, अश्वत्थ-નાશવંત સંસાર ( પીંપળો ) तत् एव-તે સંસારનું મૂળ, शुक्रं-શુદ્ધ, ब्रह्म-બ્રહ્મ છે, च-અને तत्-एव-તે જ अमृतम्-અવિનાશી, उच्यते-કહેવામાં આવે છે, तस्मिन्-તેમાં सर्वेलोकाः સર્વ લોક, श्रिताः-આશ્રય લઇને રહ્યા છે. उ-અને, तत्-તેને कश्चन-કોઇ પણ, न अत्येति-આજ્ઞા ઓળંગી શકતું નથી. एतत्-આ वै-નક્કી तत्-તે બ્રહ્મ છે.

અર્થ—આ જગત્ પરાપૂર્વથી અશ્વત્થ રૂપે વર્ણ-વવામાં આવે છે. જેની જડ બ્રહ્મ છે, ને જે નીચે

જગત્ રૂપે ડાળાં પાંખડાં રૂપે ફેલાયું છે. (જેમ આમ્લીના આખા ઝાડમાં ખટાશ ભરેલી છે તેમ આ આખા સંસારમાં મૂળ બ્રહ્મમાંથી આવતો ચૈતન્ય પ્રવાહ વહી રહ્યો છે, જેથી) આ આખો સંસાર તેને આશ્રયે રહ્યો છે, તેના સિવાય કોઇની પણ સ્થિતિ હોયજ નહિ, આ, તેજ આત્મા છે.

## આ આખું જગત્ બ્રહ્મથીજ ચાલે છે.

**यदिदंकिञ्चजगत्सर्व्वंप्राणएजतिनिःसृतम् ।**
**महद्भयंवज्रमुद्यतंयएतद्विदुरमृतास्तेभवन्ति ॥२॥**

**અન્વય**—यत्-જે, इदं-આ, किंच-કંઇ, जगत्सर्वं-આખું જગત્, प्राणे-બ્રહ્મમાં एजति-આશ્રય લે છે, निःसृतम्-નીકળ્યું છે, महद्भयं-મહાન ભયંકર છે. वज्रम् उद्यतं વજ્ર ઉપાડીને ઉભેલું, यः-જે માણસ एतत्-આ બ્રહ્મને, विदुः-જાણે છે. ते-તેઓ, अमृताः-બ્રહ્મરૂપ બને છે भवन्ति થાય છે, ( મોક્ષે જાય છે. )

**અર્થ**—જેમ પ્રાણ એ આ શરીરના નિભાવ માટે મુખ્ય તત્ત્વ છે. તેમજ આ જગતમાં જગત્ રૂપ જે કાંઇ અનુભવાય તે બધું બ્રહ્મરૂપ તત્વમાંથી ઉત્પન્ન થયું છે. વળી તે વજ્ર ઉગામીને ઉભેલું છે. (તે કોઇની ભૂલને ક્ષમા કરતું નથી.) આવી રીતે જે બ્રહ્મને સમજે છે

તેઓજ અમૃત રૂપ થાય છે. (વિદેહ મુક્ત ગણાય છે)

**भयादस्याग्निस्तपतिभयात्तपतिसूर्य्यः ।**

**भयादिन्द्रश्चवायुश्चमृत्युर्धावतिपञ्चमः ॥३॥**

**અન્વય**—अस्य–આ બ્રહ્મના, भयात्–ભયથી, अग्निष्नः–અગ્નિ, तपति–તપે છે. भयात्–બીકથી, सूर्यः–સૂરજ तपति તપે છે. इन्द्र वायुः च–અને मृत्युः–યમરાજા धावति–ફરજ બજાવે છે. पंचमः–પાંચમો.

**અર્થ**—આ બ્રહ્મના ભયથી અગ્નિ ગરમી આપે છે, સૂરજ પ્રકાશ આપે છે, ઇન્દ્ર વરસાદ વરસાવે છે. પવન વાય છે, ને પાંચમું મૃત્યુ (યમરાજા) પણ પોતાની જીવ લેવા રૂપ ફરજ બજાવે છે.

**इहचेदशकद्बोध्दुम्माक्शरीरस्यविस्रसः ।**

**ततःसर्गेषुलोकेषुशरीरत्वायकल्पते ॥४॥**

**અન્વય**—इह–આ જન્મમાં, चेत्–જો अशक्त–શક્તિમાન થાય, बोध्दुं–જાણવાને प्राक्–પહેલાં, शरीरस्य–શરીરના, बिस्रसः–વિલય નાશ, तत्–તો પછી, सर्गेषु लोकेषु પૃથ્વી વગેરે લોકમાં, शरीरत्वाय–નવું શરીર ધારણ કરવાને कल्पते–લાયક થાય છે,

**અર્થ**—મરણ પામ્યા પહેલાં જો આ તત્વ જાણવા શક્તિમાન ન થવાય તો ફરી નવું શરીર ધારણ કરવું પડે છે.

## આત્મજ્ઞાનની જરૂર.

**यथादर्शेतथात्मनियथास्वप्नेतथापितृलोके। यथाप्सु परीवदद्दशेतथागन्धर्वलोकेछायातपयोरिवब्रह्मलोके॥**

**અન્વય**—यथा-જેમ, आदर्शे-ચોકખા દર્પણમાં, तथा તેજ પ્રમાણે आत्मनि-હૃદય આકાશમાં,

यथा-જેમ, स्वप्ने-સ્વપ્નમાં, तथा-તેમજ, पितृलोके-પિતૃલોકમાં, यथा-જેમ, अप्सु-પાણીમાં, परि इव-ચારે તરફથી પૂર્ણ ભરેલું, ददृशे-દેખાય તે तथा-તેજ પ્રમાણે, गन्धर्व लोके-ગન્ધર્વલોકમાં, छायातपयोः-તડકા છાયા પેઠે ब्रह्मलोके-બ્રહ્મલોકમાં,

**અર્થ**—કોઇ કહે કે મનુષ્ય લોકમાં બ્રહ્મજ્ઞાન ન થાય તો પિતૃલોકમાં જઇને જ્ઞાન પામીશું. તો (જવાબ) ત્યાં પિતૃલોકમાં જ્ઞાન થતું નથી. બ્રહ્મલોકમાં આત્મજ્ઞાન થાય છે, પણ ઉપાસનાબળ વિના બ્રહ્મલોક મળતું નથી. ત્યારે આ જન્મમાંજ મોક્ષનો નિશ્ચય કરવો હોય તો જ્ઞાનની જરૂર છે. તે બ્રહ્મજ્ઞાન, દર્પણમાં પ્રતિબિંબની પેઠે સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારીના હૃદયમાં બરાબર હોય છે, પણ સ્વપ્નના પદાર્થ બરાબર સંબંધવાળા હોતા નથી તેમ પિતૃલોકમાં આત્મા બરાબર સમજતો નથી, વળી પવનથી હલતા પાણીમાં જેમ ઓળો બરા-

બર જણાતો નથી તેમજ આત્મા ગન્ધર્વ લોકમાં પણ બરાબર જણાતો નથી, પણ બ્રહ્મલોકમાં છાયો તડકો જૂદો જૂદો જણાય છે તેમ ઉપાધિથી રહિત આત્મા બ્રહ્મલોકમાં સૂર્યની માફક સમજાય છે.

## જ્ઞાનનું ફળ.

**इन्द्रियाणाम्पृथग्भावमुदयास्तमयौचयत् ।**
**पृथगुत्पद्यमानानांमत्वाधीरोनशोचति ॥६॥**

**અન્વય**—इन्द्रियाणाम्-ઇન્દ્રિયોના, प्रथम्क्भावं-જુદા ભાવને उदयास्तमयौ-જાગતાં ને ઉંઘતાં, च-અને, यत्-જે पृथक् उत्पद्यमानानां-મૂળ કારણ આત્માથી જૂદા જૂદા ભાવને પામતાં, मत्वा-સમજી લઇને, धीर-જ્ઞાની, नशोचति શોક કરતો નથી.

**અર્થ**—ઇન્દ્રિયો આત્મા નથી, કારણકે જાગ્રતમાં સ્થૂલ શરીરની ઇન્દ્રિયો સ્વપ્નના વ્યવહારમાં નકામી છે. છતાં સ્વપ્ન વ્યવહાર અનુભવાય છે. આવી રીતે ઇન્દ્રિયોની ગેરહાજરીમાં પણ સર્વ આનંદ અનુભવનાર આત્મા ઇન્દ્રિયોથી જૂદો છે એમ જાણનાર જ્ઞાની, શોકના પ્રસંગોમાં (નરસિંહ મેતાની માફક) શોક રહિત થાય છે.

इन्द्रियेभ्यःपरंमनोमनसःसत्त्वमुत्तमम् ।
सत्त्वादधिमहानात्मामहतोऽव्यक्तमुत्तमम् ॥७॥

અન્વય—इन्द्रियेभ्यः–ઇન્દ્રિયો કરતાં, परं–ઉત્તમ, मनः–મન, मनसः–મન કરતાં सत्त्वं–બુદ્ધિ, उत्तमम्-ઉત્તમ છે सत्त्वात्–બુદ્ધિથી महानआत्मा–મહત્તત્વ महतः–તે મહત્ તત્વથી, अव्यक्तम्–નિર્ગુણ બ્રહ્મ સત્તારૂપે છે. તે उत्तमम् સૌથી શ્રેષ્ટ છે.

અર્થ—ઇન્દ્રિયોથી મન ચઢીઆતું છે. મન કરતાં બુદ્ધિ ચઢીઆતી છે, ને બુદ્ધિ કરતાં, ઇશ્વર બુદ્ધિ ઉત્તમ છે (વ્યષ્ટિ=મનુષ્ય બુદ્ધિ અને સમષ્ટિ=સર્વદેશીય ઇશ્વર બુધ્ધિ, એમ વ્યષ્ટિ બુધ્ધિ કરતાં સમષ્ટિ બુધ્ધિ ઉત્તમ છે.) અને સમાષ્ટિ રૂપ બુદ્ધિ કરતાં જે સત્તા રૂપે સૌમાં ચેતન પૂરી રહ્યું છે તે અવ્યકત ( સ્વરૂપ રહિત ) બ્રહ્મ ઉત્તમ છે.

अव्यक्तात्तुपरःपुरुषोव्यापकोऽलिंगएवच ।
यज्ज्ञात्वामुच्यतेजन्तुरमृतत्वञ्चगच्छति ॥८॥

અન્વય—अव्यक्तात्–આ અવ્યક્તથી, तु–વળી, परः ઉત્તમ, पुरुष પુરૂષ व्यापकः–સૌમાં ભરેલો, अलिंगः–જાતિ રહિત यत्-જે આત્માને, ज्ञात्वा–જાણીને, અનુભવમાં લઇને

जन्तु–જીવ, मुच्यते–મોક્ષ પામે છે. ( જન્મ મરણ તજે છે. ) अमृतत्वं–મોક્ષને च અને गच्छति–પામે છે.

**અર્થ**—અવ્યકત કરતાં પણ પુરૂષ પર છે, જે સૌમાં ભરપૂર ભર્યો છે ને જેને જાતિ માત્ર નથી. આ ઉપાધિ રહિત બ્રહ્મને અનુભવમાં લીધા પછી જીવ જન્મ મરણના બંધથી, મુકત થઇને મોક્ષે જાય છે. અમૃતપણાને પામે છે.

**नसन्दृशेतिष्ठतिरूपमस्यनचक्षुषापश्यतिकश्चनैनम् ।**
**हृदामनीषीमनसाभिक्लृप्तोयएतद्विदुरमृतास्तेभवन्ति ॥**

**અન્વય**—अस्य–આ આત્માના, रुपं–સ્વરૂપ, सन्दृशे દર્શનમાં, नतिष्ठति–આવતું નથી, च–અને, कश्चन–કોઇપણ एतम्–એ આત્માને, चक्षुषा–આંખથી नपश्यति–જોતો નથી हृदा मनीषा–હૃદયમાં રહેલ બુદ્ધિથી, च–અને, मनसा–મનથી अभिक्लृप्तं–જોડાએલો (મનરૂપે સ્ફુર્તિ પામે લો एतत–આ બ્રહ્મ છે, एवम्–એવી રીતે, ये–જે લોકો, बिदुः–જાણે છે. ते–તે લોકો, अमृताः–અમર, भवन्ति–થાય છે. (મોક્ષ પામે છે.)

**અર્થ**—આ આત્માનું રૂપ કોઇ જોઇ શકતું નથી, ને હજી સુધી કોઇએ તેને આંખથી જોયેલ નથી, મનને એકાગ્ર કરવાથી મન સાથે સંકલ્પ વિકલ્પ કરનાર આ

આત્માજ છે. એમ જે વિવેકી જ્ઞાની જાણે છે, તે અમૃતરૂપ થાય છે.

## (મન કબજે રાખવું તેજ યોગ.)

**यदापञ्चावतिष्ठन्तेज्ञानानिमनसासह ।**
**बुद्धिश्चनविचेष्टतेतामाहुःपरमांगतिम् ॥१०॥**

અન્વય—यदा-જ્યારે, पंच-પાંચ જ્ઞાનેંદ્રિયો अवतिष्ठन्ते-આત્મામાં સ્થિર થાય છે, सह=સાથે. मनसा-મનની સાથે, च-અને, बुद्धिः-न बिचेष्टते-બુદ્ધિ વ્યવહારથી અટકી જાય છે, तां-તે અવસ્થાને, परमांगतिं-ઉત્તમ ગતિ, आहु; કહે છે.

અર્થ—જ્યારે પાંચે જ્ઞાનેંદ્રિયો મનની સાથે મળી જઇને બુધ્ધિને વ્યવહારમાંથી અટકાવી દઇ, (બહાર જતી અટકાવી આત્મા તરફ અંતર્મુખ થાય છે.) ત્યારે તે અવસ્થાને જ્ઞાનીઓ મોક્ષ કહે છે.

**तांयोगमितिमन्यन्तेस्थिरामिन्द्रियधारणाम् ।**
**अप्रमत्तस्तदाभवतियोगोहिप्रभवाप्ययौ ॥११॥**

અન્યવ—तां-તે અવસ્થાને योगं-યોગ, इति-એમ, मन्यन्ते-માને છે, स्थिरां-નિશ્ચલ,इन्द्रियधारणां-જ્ઞાનેંદ્રિયોને

આત્મ મુખ કરવી તે, अप्रमत्त–શાન્ત तदा–ત્યારે, भवति થાય છે, योग–યોગ प्रभवाप्ययौ–ઉત્પન્ન થઇ નાશને પામે છે.

અર્થ—જયારે ઇન્દ્રિયો ઉન્મનિભાવ પામીને અન્તર્મુખ થાય છે, ત્યારે યોગી જગત્‌ની ખટપટમાંથી વિરામ પામે છે. આવી રીતે યોગથી માણસ જગત્‌માંથી દૂર હઠીને આત્મજ્ઞાનમાં પ્રવેશ કરે છે. (અથવા જગત્‌નાં સુખના નાશથી આત્મજ્ઞાન રૂપ આનંદનો ઉદ્‌ભવ અનુભવે છે.).

**नैववाचानमनसाप्रात्पुंशक्योनचक्षुषा ।**
**अस्तीतिब्रुवतोऽन्यत्रकथंतदुपलभ्यते ॥१२॥**

અન્વય—न–નહિ, एव–જ, वाचा–વાણીથી, न–નહિ मनसा–મનથી, प्रात्पुम् મેળવવાને, शक्य–યોગ્ય છે, न–નહિ चक्षुषा–આંખથી अस्ति–છે इति–એમ, ब्रुवतः–બોલનારને, कथं–કેવી રીતે, तत्–તે બ્રહ્મ उपलभ्यते પ્રાપ્ત થાય છે.

અર્થ—આ આત્મા મન, વાણી કે આંખથી જોઇ શકાતો નથી, તે "સત્તારૂપે છે'! એમ જ કહી શકાય છે. તો પછી પ્રભુના અસ્તિત્ત્વને નહિ માનનાર તેને કેમ જાણી શકે?

अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेनचोभयोः ।
अस्तीत्येवोपलब्धस्यतत्त्वभावःप्रसीदति ॥१३॥

અન્વય—अस्ति–છે, इति–એમ, एव–જ, उपलभ्यः સમજાય છે, तत्त्वभावेन ઉપાધિ રહિત સ્થિતિમાં च, અને, उभयोः–બન્નેના अस्ति–છે, इति–એમ, उपलब्धस्य–સમજી શકાય એવા, આત્માનો, तत्त्वभावः–યથાર્થ રૂપ, प्रसीदति સમજાય છે.

અર્થ—"આત્મા છે" એમ માનનાર જ્ઞાનીને "આત્મા છે" એમ સમજાય છે, તથા આત્માને ઓળખવાની બીજી રીત 'તત્ત્વજ્ઞાન' છે આ બે પ્રકારના મનુષ્યોમાંથી 'આત્મા છે' એમ સમજી પ્રયત્ન કરનારને આત્મા અનુભવમાં આવે છે.

## આત્માનું ખરૂં રૂપ જાણનારને મોક્ષ મળે છે.

यदासर्वेप्रमुच्यन्तेकामायेऽस्यहृदिश्रिताः ।
अथमर्त्योऽमृतोभवत्यत्रब्रह्मसमश्नुते ॥१४॥

અન્વય—यदा–જ્યારે, सर्वे–બધા– प्रमुच्यन्ते–ચાલ્યા જાય છે, कामाः–વાસનાઓ, ये–જે, વાસનાઓ, अस्य આ જ્ઞાનીના, हृदि–હૃદયમાં, श्रिताः–આશ્રય કરીને રહેલ છે, अथ–ત્યારે, मर्त्यः–માણસ, भवति–થાય છે, अमृतः–અમર

अत्र—આ દેહથીજ, ब्रह्म—ને બ્રહ્મના આનંદને, समश्नुते—અનુભવે છે.

**અર્થ**—જ્યારે મનમાં ઉત્પન્ન થતી સર્વ વાસનાઓ બંધ થઇ જાય છે. ત્યારે તે જ્ઞાની અમર થાય છે, ને આ દેહેજ વિદેહમુક્ત બ્રહ્મ સ્થિતિ અનુભવે છે.

**यदासर्वेप्रभिद्यन्तेहृदयस्येहग्रन्थयः।**
**अथमर्त्योऽमृतोभवत्येतावद्ध्यनुशासनम् ॥१५॥**

**અન્વય**—यदा—જ્યારે, सर्वे—બધાં, प्रभिद्यन्त—નાશ પામે છે, हृदयस्य:—હૃદયની इह—આ અવતારમાંજ, ग्रंथयः મનની માન્યતા રૂપ બંધનો (હું પાપી, વિષયી, મરજીવો છું, એવી બંધાયેલી દૃઢ માન્યતા) अथ—તેથી मर्त्यः—માણસ, अमृत—મરણ ધર્મ રહિત, भवति થાય છે, एतावत—આટલો જ हि—નક્કી, अनुशासनम्—બ્રહ્મ જ્ઞાનનો ઉપદેશ છે.

**અર્થ**—જ્યારે આ દેહેથીજ "હું પાપી છું. મારૂં શું થશે ?" એવી હૃદયમાં દૃઢ થયેલી ગાંઠ છૂટી જાય છે. ત્યારેજ માણસ આ દેહમાં જીવતાંજ મોક્ષભાવને પામે છે. બસ, આટલોજ (સારરૂપ) સર્વ વેદનો ઉપદેશ છે

## કર્મનું ફળ ભોગવવું પડે છે.

शतञ्चैकाचहृदयस्यनाडयस्तासाम्मूर्धानमभिनिःसृ
तैका। तयोर्ध्वमायन्नमृतत्वमेतिविष्वङ्अन्याउत्क्र-
मणेभवन्ति ॥१६॥

**અન્વય**—शतं एका-એકસોને એક, हृदयस्य-હૃદયની नाड्य-નાડીઓ છે. तासां તેમાંની, मूर्धानमभिःसृता એક નાડી મસ્તક ભેદીને નીકળે છે, एका એક तया તે નાડીથી (દ્વારા) ऊर्ध्वं ઉપર आयन् જઈને अमृतत्वं અમર ભાવને एति પામે છે, च અને, अन्याः બીજી નાડીઓ, विष्वक् સર્વ બાજુથી, उत्क्रमणे મરણ પામી જુદા જુદા અવતાર પામે છે. भवन्ति થાય છે.

**અર્થ**—હૃદયમાં એકસો એક નાડીઓ રહેલી છે, તેમાંની સુષુમ્ણા નામની નાડી બ્રહ્મરંધ્ર સુધી પહોંચે છે, મરણ વખતે જ્ઞાની આ નાડી વાટે ઉર્ધ્વ ગમન કરી અમૃત ભાવને પામે છે. પણ જો મરણ સમયે કોઈ બીજી નાડીમાં જીવ જતો રહે તો ફરીથી જન્મ પામે છે. ને જન્મ મરણ રૂપ સંસારની વડ ચાલુ રહે છે.

अङ्गुष्ठमात्रःपुरुषोन्तरात्मासदाजनानांहृदयेसन्निविष्टः
तंस्वाच्छरीरात्प्रवृहेनमुञ्जादिवेषीकांधैर्येण।
तंविद्याच्छुक्रममृतंतंविद्याच्छुक्रममृतमिति ॥१७॥

**અન્વય**—अंगुष्ठमात्रः અંગુઠા જેવડો, पुरुष પુરૂષ, अन्तरात्मा પ્રત્યક્ આત્મા, सदा હંમેશાં, जनानाम् માણસોના, हृदये હૃદયમાં सन्निविष्टः વસેલો છે, तम् તે આત્માને, स्वात् शरीरात् પોતાના શરીરથી, प्रवृहेत् જુદો સમજી લેવો જોઇએ. मुञ्जात् મુંજમાંથી, इषीकाम् સરકટને पृथक् જુદી कुर्वन्ति પાડે છે. धैर्येण ધીરજથી तम् તેને, शुक्रम् શુધ્ધ अमृतम् અમર રૂપ विद्यात् જાણવું જોઇએ.

**અર્થ**—અંગુઠા જેવડો આત્મા આ શરીરમાં હૃદયમાંજ છુપાયો છે, તે આત્માને ધીરજથી જેમ મુંજમાંથી તેનો ગર છૂટો પાડે છે તેમ સમજણથી, (અવિનાશી આત્મા નાશવંત દેહથી જૂદો છે એમ સમજી લેવું જે આત્મા તદ્દન પવિત્ર તથા અમૃત રૂપ છે, ને તેજ અવિનાશી બ્રહ્મ છે.

**मृत्युप्रोक्तान्नचिकेतोऽथलब्ध्वाविद्यामेतांयोगविधिं चकृत्स्नम् । ब्रह्मप्राप्तोविरजोऽभूद्विमृत्युरन्योयेप्वं योविदध्यात्ममेव ॥१८॥**

**અન્વય**—मृत्युप्रोक्ताम् યમરાજે કહેલી एताम् આ विद्याम् વિદ્યાને च અને कृत्स्नम् સંપૂર્ણ, योगविधिं યોગવિધિને, नचिकेत નચિકેતા लब्ध्वा પ્રાપ્ત કરીને, ब्रह्मप्राप्त બ્રહ્મ

રૂપ થયો, विरज ધર્મ અધર્મ રૂપ દ્વંદ્વથી રહિત થઇને, विमृत्युः અમર, अमूत થયો अन्याः अपि બીજાઓ પણ, एवम् એમજ, यः જે, मुमुक्षु મોક્ષથી ઇચ્છાવાળા. अध्यात्मन् અધ્યાત્મ વિદ્યાને वित् જાણનાર, सः अपि તે પણ ब्रह्म બ્રહ્મને, आप्नोति પામે છે.

અર્થ—યમરાજાના ઉપદેશથી, વિદ્યા તેમજ યોગ વિધિથી નચિકેતા બ્રહ્મ પ્રાપ્ત કરી શક્યો, આથી તે પુણ્ય પાપ રૂપી દ્વંદ્વ સંસારથી મુક્ત થયો. આવી રીતે ઋષિઓ વરદાન આપે છે કે જે માણસ આ જન્મમાં આત્માને ઓળખશે, તે અવિદ્યારૂપ સંસારના બંધનથી મુક્ત થશે ને આત્માના પ્રત્યક્ષ ભાવને સમજણથી પામી બ્રહ્મ રૂપ થશે. ( મોક્ષ પામશે. )

ॐसहनाववतु । सहनोभुनक्तु । सहवीर्यंकरवावहै ।
तेजस्विनावधीतमस्तु ॥ ॐ शान्तिःशान्तिःशान्तिः ॥